ॐ श्री गणेशाय नमः



श्री परमात्मने नमः

# संगीत-श्रीमद् भगवद्-गीता.

" नशास्त्रेणापि गुरुणा दृश्यते परमेश्वरः ।
दृश्यते स्वात्मनैवात्मा स्वीयासत्वस्थयाधिया " ॥

શ્રુતિ.

ભાવાર્થ--શાસ્ત્ર તથા ગુરૂબોધે, નથી દેખાતો ઇશ્વર મન આણો,
(પણ) નિજ સત્વસ્થ બુદ્ધિથી, દેખાય આત્મા આત્માને જાણો.

રચીને પ્રકટકર્તા.


## સોમેશ્વર બાપુજી દેવાશ્રી

હોસ્પિટલ એસિસ્ટંટ—લુણાવાડા સ્ટેટ.


દુહો.

જો મુક્તિમાર્ગ ચહો, હરિભક્તિ કરો નિત નિત,
ભગવદ્ગીતા વાંચવી, રહીને સદા સુરિત.


અમદાવાદ ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં
શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

સંવત ૧૯૬૮. સને ૧૯૧૨.

કીંમત ફક્ત રૂ. ૦-૮-૦.

# A

## *Series of Sangit*

# Shrimad Bhagvad Gita.

*Complied by*

**Someshvar Bapujee Derashree.**

*Hospital Assistant*

LUNAVADA STATE.

—:o:—

" Pardon, O God, our childish rage,
Our little brawls remove;
That, as we grow to riper age;
Our hearts may all be love "

PRINTED AT THE

'GUJARAT' PRINTING PRESS—AHMEDABAD.



A. D. 1912. Samvat 1968.

**Price 8 Annas.**

# પ્રસ્તાવના.

શ્રીમદ્ ભગવદ્ ગીતા એ સર્વ હિંદુ શાસ્ત્રનો સાર હોવાથી, વળી પરમાત્મા શ્રી કૃષ્ણના મુખની વાણી હોવાથી તે ઘણુંજ પવિત્ર પાઠ કરવા યોગ્ય અને વંદીય પુસ્તક છે તે સર્વના જાણવામાં છે. આ પુસ્તકનાં ગુજરાતીમાં ભાષાંતર થયાં છે તેમ ઇંગ્રેજીમાં પણ તેનું વર્ણન છે. પણ તે ગદ્યમાં છે તેમ પદ્યમાં આવું પુસ્તક થએલું ન જણામાથી આ નવા જમાનાને અનુસરતા જુદા જુદા મનને રંજન કરે તેવા રાગમાં એક ઉત્તમ ગીતા ઉપરથી સુંદર ગાયનોમાં સર્વ વૈષ્ણવોની સુગમતા સારૂ પ્રકટ કરૂં છું તેનો સર્વ સુજ્ઞ જનો સારો લાભ લેશો એવી આશા છે.

આ પુસ્તક વાંચી અમૃતનું પાન કરો, સંત સમાગમ કરો, જીવન મુક્ત થાઓ, જ્ઞાનને મેળવો, અહંપણાનો ત્યાગ કરો, અને ભગવાનની ભક્તિ કરો, જેથી શ્રીહરિ પ્રસન્ન થઈ જીવોદ્ધાર કરે; આ પુસ્તક ભક્તિજ્ઞાનના રસીલા પ્રેમી મુમુક્ષુ બંધુઓ વાસ્તે છે. તેથી તેની સસ્તી કીમત રાખી સર્વ બંધુઓની સેવામાં મુકવા ઇચ્છા રાખું છું તેનો લાભ સર્વ જણા લેશો એવી આશા છે.

લી. સેવક.

સો. બા. દેરાશ્રી.

# અનુક્રમણિકા.

# અર્પણ પત્રિકા.

નેક નામદાર અખંડ પ્રૌઢ પ્રતાપી મહારાજાધિરાજા મહારાણા
શ્રી શ્રી શ્રી શ્રી શ્રી ૧૦૮ સર વખ્તસિંહજી કે. સી. આઈ. ઈ.
સાહેબ બાહાદુર. સંસ્થાન લુણાવાડા સ્ટેટ.

## શાર્દુલવિક્રીડીત છંદની ચાલ.

હે રાજેન્દ્ર ભુમંડલાધી પતિ છો સર્વજ્ઞ છોજી તમે,
બુદ્ધિશાળી નરેશ વખ્તસિંહજી સર્વ પ્રજાને ગમે. ૧

મહારાજા સુખમાં રહો જગતમાં, સર્વ પ્રજા પાળતા,
વિપ્ર, ક્ષત્રિ, વૈશ્ય, શુદ્ર, સુખમાં રેહેજો સ્વધર્મિ થતા. ૨

સદ્બોધપ્રદ કલ્પના તમ તણી થાજો પ્રસિધિ ઘણી,
રાખો સર્વ મનુષ્યના પર દયા, વખ્તસિંહ પ્રજાના ધણી. ૩

શ્રી મહારાજ દયાળ ભુપતિ બહુ સુખમાં રહો સર્વદા,
પાળો પોતે પ્રજાને સરસ નજરથી સંતોષ આપો સદા. ૪

લોકોનાં ઉપયોગી કાર્ય કરવા રૂડી મતિ તમ તણી,
દીર્ઘાયુશ સદાય રાખો પ્રભુજી વખ્તસિંહ ચૂડામણી. ૫

દીસે હસ્તુ વદન ભુપતિ તણું ઉદારતા છે ઘણી.
કીર્તિ દેશોદેશ પ્રસરી રહી છે પ્રિત સર્વે તણી. ૬

અર્પું ગીતા ગ્રંથને ઉલટથી સ્વિકાર કરશો સદા,
દીનાનાથ દયા કરી દુર કરો દારિદ્ર દુઃખાપદા. ૭

આપો આશ્રય ભુપ, ભુપતિ તમે, દૃષ્ટિ દયાની કરો,
પુર્ણાત્મા પરમેશ બ્રહ્મ વિભુની ભક્તિ હૃદયમાં ભરો. ૮

લી. સેવક.

**સોમેશ્વર બાપુજી દેરાશ્રી.**

હોસ્પીટલ આસીસ્ટંટ–લુણાવાડા.

# આભાર પત્રિકા.

**શ્રી શ્રી અખંડ પ્રૌઢ પ્રતાપી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી ૧૦૮ શ્રી રાજકુમાર સાહેબ શ્રી રઘુનાથસિંહજી સામંત ઓફીસર સાહેબ બહાદુર, સંસ્થાન લુણાવાડા.**

## ઇંદર સભા.

અખંડ પ્રૌઢ પ્રતાપી ગુણીયલ, રઘુનાથસિંહ કુમાર,
વિદ્યા વૃદ્ધિ કરવાને, સદાય ઉમંગી અપાર; ૧

વિપતી વિદારણ વીર, નીતીવાન, સદા સુખવંત,
દાતા દયાળુ દીલના સહુ, કાર્યમાં રાખો ખંત. ૨

સોલંકી કુળના ભાણ છો, કુળદીપક આપ કુમાર;
સુધા સમી દૃષ્ટિ છે આપની, બુદ્ધિ અપરંપાર. ૩

મનન કરવાનો સોખ ધરાવો ગ્રંથ નિતિના જેહ;
આશ્રય આપો પ્રેમથી, નવીન ગ્રંથ હોય તેહ. ૪

સંગીત ભગવદ્ ગીતા ઉત્તમ, તારે ભવસંસાર,
પઠન કરે જે પ્રેમથી ઉતરશે ભવ પાર. ૫

રાય, રંક, સદગ્રહસ્થ સર્વને ઉપયોગી એક રીત,
કૃષ્ણ તણા મુખની વાણી છે, પઠન કરવાને પ્રિત. ૬

મુજ પ્રત્યે અતિ સ્નેહે ધરાવો રાખો પ્રેમ અપાર,
દીલ તણા ઉદાર છો અતી, નવ દીલગીર લગાર. ૭

આશ્રય આપ્યો કૃપા કરીને, ગ્રંથ કરવા તૈયાર,
ઉપકાર માનું છું આપનો, ખુશી રાખો ત્રિપુરાર. ૮

સ્નેહપુર્વક આ લઘુ ગ્રંથને, અર્પણ કરૂ ધરી પ્યાર,
રાજકુમાર રઘુનાથસિંહજી કરેશો આપ સ્વિકાર. ૯

## શાલિની.

સુંદર ગ્રંથો વાંચવા નેંમ નિત્યે,
રાખો રૂડા રાજકુમાર ચિત્તે;
નિજ દીલે છે દાઝ વિદ્વાન કેરી,
છો હૈડેથી દામ દેવા જ લ્હેરી;
લ્હેરી લ્હેરી આપ વિદ્વાન સંગે,
સંગે સંગે સદગુણો આપ અંગે.
વિદ્વાનોના મર્મ જાણો વિચારો,
અર્પું પ્રેમે ગ્રંથ ગુંથેલ મારો.
દ્રષ્ટી રાખો પ્રેમની સર્વ કાલ,
સ્વિકારો આ ગ્રંથનેરે દયાલ.

ડા. સો. બ. દે.

# ગ્રંથારંભે પ્રભુ સ્તુતિ.

## ભુજંગ છંદ.

નમો આત્મારામં પ્રભુ પર્મ ધામં, અખિલ વિશ્વત્રાતા જનં પુર્ણ કામં; ૧
અસીમં વિભુ વ્યાપકં બ્રહ્મરૂપં, નમો સચ્ચિદાનંદ સવાત્મ રૂપં. ૨
અછેદં, અભેદં, અતર્કત્વમેકં, અખંડં અજ નામ રૂપં અનેકં. ૩
સદા નિર્ગુણં ગુણમય રૂપ ધર્તા, વળી સર્વ ભક્તો તણાં કષ્ટ હર્તા. ૪
પ્રભુ જગ્તકર્તા ભૂમીભાર હર્તા, નિગમ ધર્મ ધર્તા નમો વિશ્વભર્તા. ૫
નીજાનંદ વિશુદ્ધ અવ્યક્ત મુલં, મંગળ ધામ, હર્તા ત્રિતાપ સુલં. ૬
નમો નિર્મલં કરમલં દુઃખંહારિ, મધુમર્દનં મોક્ષદાતા મોરારી. ૭
હરિ વાસુદેવં ઋષિકેશધારં, નમો શ્રીધરં માધવં મોહ પારં. ૮
દયાધિશ ઈશાન અજં શેષ્યમાનં, પ્રભું પાહી પ્રણતી અભે મુક્તિ દાનં. ૯
અજામીલ નીબંધ નિર્વાણ દાતા, પ્રપનં જનં સર્વદા સર્વ ત્રાતા. ૧૦
નમો ભક્તવત્સલ કરૂણા નિધાનં, નમો જયશ્રી પરમેશ વિશ્વ વિધાનં. ૧૧
પ્રભૂપાદ પદ્મે સદા જોડિ હાથ, સદા સન્મતિ પ્રેરશો પ્રાણનાથ. ૧૨
હુંતો નમ્ર થૈ વંદુ છું વારંવાર, વિનંતી છે મારી કરો અંગિકાર. ૧૩

## પદ.

તુજ વિણ અન્ય નહિ પ્રભુ [૧]ત્રાતા, તમે પ્રભુ વિશ્વ વિધાતા. તુજ. ટેક.
વિનય થકી હું વિનતી કરૂં છું, ઋષિ મુનિગુણ સહુ ગાતા. તુજ. ૧
દીનદયાળા તુજ કરૂણા વિણ, કોણ કરે સુખ સાતા. તુજ. ૨
આશ્રય એક તમારો ધારૂં, સુખ દુઃખમાં પ્રભુ જ્ઞાતા. તુજ. ૩
હે ભગવંત હે દીનદયાળુ, પર પદ મંગળદાતા. તુજ. ૪
શાષ્ટાંગે હું વંદુ વિભુને, શરણે રાખો પિતુ માતા. તુજ. ૫

---

૧. તારનાર,

# GOD'S WONDERS.

Give to our God immortal praise;
Mercy and truth are all his ways:
Wonders of grace to God belong,
Repeat his mercies in your song.

2 Give to the Lord of Lords renown;
The King of Kings with glory crown;
His mercies ever shall endure,
When lords and kings are known no more,

3 He built the earth, he spread the sky,
And fix'd the starry lights on high;
Wonders of grace to God belong.
Repeat his mercies in your song,

4 He fills the sun with morning light,
He bids the moon direct the night;
His mercies ever shall endure.
When sun and moon shall shine no more.

5 He sent shree Krishna with power to save
From guilt, and darkness, and the grave;
Wonders of grace to God belong,
Repeat his mercies in your song.

6 Through this vain world he guides our feet
And leads us to his heavenly seat,
His mercies ever shall endure,
When this vain world shall be no more.

## ભાવાર્થ.

# " ઇશ્વર ચમત્કારો. "

### ગરબી. (રાગ પુનમ ચાંદનીનો.)

પ્રભુએ વિચીત્ર ખેલ ખલક મેં કીધા છે બહુરે,
ચમત્કારીક કૃત્યોનો ગણતાં નાવે પાર.
પ્રિતે ગાન કરો કૃતી પ્રભુતણીનું પ્રાણીઓરે.
આપણો ઇશ્વર જેનો માર્ગ દયાને સત્યછે રે,
તેની નિરંતર પ્રાર્થના કરો ધરી પ્યાર, પ્રિતે ગાન કરો.

**સાખી.** સતત્ પ્રસરી અત્રે રહો કૃપા તણા ચમત્કાર.
તેની દયાનું ગાનજ કરો સંગીત માંહી અપાર.
વિભુ વિશ્વંભરનું કૃત્ય અદ્‌ભુત દીસે છે અહીરે,
પ્રાણનાથ પ્રતિ પાલનકર્ત્તા જગની માંહ્ય, પ્રિતે.

**સાખી.** રાજનકે રાજાતણું, ગાન કરો બહુ પેર,
કિર્તિ મુકુટ શીરપર ધરો, પ્રભુજી કરશે મેહેર;
તેની દયાતણો થાય આવિર્ભાવ અત્રે બહુરે,
જેણે સૃષ્ટિ તણી રચના કીધી અપાર. પ્રિતિ. ૨.

**સાખી.** આકાશ પણ તેણે રચ્યું, વળી ઉડગણ તેજ અપાર,
નિર્મિત કીધું તેમણે, રહો અખંડ ચમત્કાર,

રવી, શશી, રાત દીવસ પ્રકાશ કરે પ્રભુ હુકમથીરે,
પ્રભુ પ્રતાપ થકી અવનીપર રહે તમામ, પ્રિતે.

**સાખી.** પાપ, તિમિર, મૃત્યુતણો અંધકાર નિદાન,
તેમાં થકી બચાવવા, પધાર્યા કૃષ્ણ ભગવાન,

માટે શ્રી પ્રભુની અખંડ કૃપાઓ બની રહોરે,
તેની દયાતણું કરો ગાનજ અપરંપાર, પ્રિતે. ૪

**સાખી.** આ માયીક દુનિયાં વીષે, સુપંથ બતાવનાર,
સ્વર્ગભવન લેઇ જાય છે, આપણને શ્રીભવતાર.

દુનિયા નાશ પામશે, રવી શશી પ્રકાશ બંધ થશેરે,
તોપણ પ્રભુ દયાનો રહે દર્શાવ હંમેશ, પ્રિતે. ૫

**સાખી.** પ્રભુતણા સહુ કૃત્યનો માનો બહુ ઉપકાર,
સર્વ ખેલ પ્રભુએ રચ્યા સૃષ્ટિતણા સરજનાર;

ધન્ય ધન્ય પ્રભુ કૃત્યને જેણે સર્વ પેદા કર્યુંરે.
દો કર જોડીને કરૂં પ્રણામ આણીવાર, પ્રિતે. ૬

# ઇશ્વર સ્તુતિ.

## લાવણીની ચાલ.

પ્રથમ નમું જગદીશ્વર કીરતાર શ્રી હરિ ભવભયના હરનાર,
બાજુબંધ કુંડલના ધરનાર, મુકુટ શીર ધારણના કરનાર.

### સાખી.

સુવર્ણમય શરીરના, અને શંખ ચક્ર ધરનાર,
સર્વત્ર વ્યાપી રહ્યા નારાયણ ભવતાર.
જે હરિ ગરૂડાસન કરનાર, કંઠે ધર્તા મુક્તાહાર;
નિરંતર હૃદય વિશે રહેનાર, ઘટઘટ વ્યાપક વિશ્વાધાર,

### સાખી.

ચતુર્ભુજ સ્વરૂપના, કટી પીતાંબર, તુલસી માળ,
કંસારી શ્રીકૃષ્ણજી દુ:ખભંજન પ્રભુ કૃપાળ.
વિશ્વપતિ વિશ્વવિશે ફરનાર, ભક્તનાં સંકટના હરનાર.
કરપર છે ગિરિના ધરનાર, સર્વના શ્રીહરિ છે પાળનાર.

### સાખી.

ધ્યાન નિત્ય તેનું ધરૂં, ગ્રંથ કરવા તૈયાર.
બુદ્ધિ અર્પો કૃપા કરી. શ્રીહરિ જગદાધાર.
સ્તવન ભજનનો છું કરનાર, વિનતી સુણજો શ્રીભવતાર.
છો પ્રભુ નિરંજન અવિકાર, કરૂં હું પ્રણામ આણીવાર. ૩

## ગજલ. રાગ ચંદ્રહાસ.

પ્રભુ પરબ્રહ્મરે સર્વાંતર્યામી પરમેશ્વર કીરતાર. ટેક.
જયજયજય જગદીશ્વર ઇશ્વર ભવપતિ વિશ્વાધાર,

પ્રભુ દયાળ, પ્રતિપાળ, છો કૃપાળ, વિશ્વપાળ,
હરિ સર્વાત્મા સર્વેશ્વર ઇશ્વર અંતરમાં રહેનાર. પ્રભુ. ૧

પ્રતિપાલન પ્રભુ નિત્ય કરોછો, માનું અતિ ઉપકાર,
વિશ્વનાથ જોડું હાથ, રાખ સાથ, બીડું બાથ,
તમે ક્ષમા કરી અપરાધ અમારા ઉતારશો ભવપાર. પ્રભુ. ૨

શરણાંગત શેવકને નિભાવો, નવ કરશોજ નીરાશ.
પ્રભુ આપ, દુઃખ કાપ, કાપ પાપ, મુક્તિ આપ.
મમ કૃતિઓ સામુ પ્રભુ નવ જોશો ભવસાગરથી તાર. પ્રભુ. ૩

સચ્ચિદાનંદ, આનંદ, કંદ, મુકુંદ હરિમુરાર,
જગકર્તા, સૃષ્ટિભર્તા, દુઃખહર્તા દેવસ્મર્તા,
ભવસાગરથી તરવા તારી આશ રાખુ આ વાર, પ્રભુ. ૪

કરજોડી સોમેશ્વર કહે છે ચરણે નમાવી શિશ.
મુક્તિદાતા, છો [૧]સવિતા, વિશ્વધાતા પ્રભુ [૨]ત્રાતા.
અભિવંદન ચર્ણે નમી કરૂં છું. વિનતી કરો સ્વિકાર. પ્રભુ. ૫

---

૧. જગકર્તા (૨) રક્ષણ કરનાર.

## ગરબી. પ્રાર્થના.

નમું નિત્યે શ્રી કૃષ્ણ ભગવાનનેરે, પ્રિતે કરજોડી વારંવાર;
સાચો દીશે સગો સંસારમાંરે, એક સૃષ્ટિ તણો કરનાર. નમું. ૧
દુ:ખ ટાળીને સુખ અતિ આપતારે, મારા વહાલા પ્રભુ પ્રાણનાથ,
દિન વત્સલ દયાનિધિ શ્રીહરિરે, જગદીશ્વર દીનાનાથ નમું. ૨
અનંત કોટી બ્રહ્માંડ રચ્યાં તેમણેરે, દયાસિંધુ પરમકૃપાળ,
જગત્રાતા ત્રિભોવન નાથછેરે, પરમેશ્વર દીનદયાળ. નમું. ૩
વિશ્વંભર વિશ્વપતિ પ્રભુરે, બ્રહ્માંડાધિપતી જગદીશ,
ભવપતિ એ ભવ ભય ટાળશેરે, દયાળુ કરૂણામય ઈશ. નમું. ૪
ભુમિમંડળ સુંદર શોભિ રહ્યાંરે, પ્રભુ શક્તિથકી ભરપુર;
જેની ભવ્ય કારીગરી છે ભુતળેરે, હ્રદયમાંથી ન રહેતા દુર નમું. ૫
પાપ કીધાં પ્રભુ મેં જગ ઘણાંરે, કરો મેહેર કરીને મુને માફ;
પ્રભુ ભુલ્યો સદા હું ભુતળેરે, સાફ કરસો મારો ઇનસાફ. નમું. ૬
સાર કીધો નહી અહી જ્ઞાનનોરે, કેમ થશે મારો ઉદ્ધાર?
શુભ કૃત્યો કીધાં નહી કો સમેરે, ભર્યો કુકર્મનો ભંડાર નમું. ૭
પ્રાણપતિ સ્મરણ કરૂં તાહરૂંરે, મુને ઉતારશો ભવપાર,
સર્વે વ્યાપિ રહ્યા આ જગતમાંરે, તમે નોધારાના આધાર. નમું. ૮
કૃતિ સામું જોશો નહી શ્રીહરિરે, ભક્ત વત્સલ હે જગદાધાર,
જગતાત નાથ જાણું હું તુજનેરે, કૃપા સિંધુ શ્રીવિશ્વાધાર. નમું. ૯
મન વાણી કાયાથી તમને નમુંરે, કરૂં કોટિ કોટિ પ્રણામ;
સુખ આપો પ્રભુ આ લોકમાંરે, પરલોકે આપો નિજધામ. નમું. ૧૦
સુપંથ સુઝાડનાર છો તમેરે, જેથી પ્રાણી પામે ભવપાર,
એવા સૃષ્ટિતણા પરમેશનેરે, વારંવાર મારા નમસ્કાર નમું. ૧૧
તુંજ દીન સેવક વિનતી કરેરે, પ્રભુ સૃષ્ટિતણા સૃજનાર.
કર પસારીને વંદુ તનેરે, સ્તુતિ કરૂં હું વારંવાર નમું. ૧૨

## ઠુમરિ. સ્તુતિ.

**દુસરો કોણ સુખદાઇ શ્યામ વિના દુસરો કોણ—એ રાગ.**

નમું વિશ્વંભર વિશ્વપાલક પ્રભુ, સવ સંકટ ભયહારી રે નમું (૨) ટેક.

સત્ય પ્રભુ આ વિશ્વ વિષે છે, વિશ્વેશ્વર અવિકારી રે;
સદા નિરંતર ભક્તજનોને, સંકટથી લે તારી રે. નમું. ૧

ધન્ય કૃતી છે જગરચનાની, કરૂણા જગ વિસ્તારી રે,
શક્તિ સબળ સર્વેશ્વર પ્રભુની, કહેતાં નાવે પારી રે. નમું. ૨

ક્ષણે ક્ષણે ઉપકારજ કર્તા, સંકટ સર્વે નિવારી રે,
પ્રત્યુપકાર કેઇ પેરે વાળુ, અલ્પ હું જીવ વિકારી રે. નમું. ૩

મોહ માયા અહંકાર તજીને, ભજો પ્રભુને ચિત્ત ધારી રે,
ભરૂસો રાખો શ્રી ભગવન્તનો દુ:ખથી લે ઉગારી રે. નમું. ૪

ભક્તિથકી નિશ્ચય સહુ પામો, પ્રભુપદ મંગળકારી રે,
ચિત્ત કરો ચરણાર્પણ નિત્યે, હરિ શુભ નામ ઉચ્ચારી રે. નમું. ૫

કરૂણાનિધિ કૃપાલ પ્રભુજી, દયાસિંધુ ઉપકારી રે,
શરણાંગતનું રક્ષણકર્તા, શ્રી હરિ મુકુંદ મુરારી રે. નમું. ૬

અનન્ય ભાવથી ભક્તિ કરૂં છું, જગદીશ્વર હે તમારી રે,
દયા તમારી સઘળે જાણું મતી કરો નિર્મલ મહારી રે. નમું. ૭

વિશ્વનાથ વિના નહી કોઇ, આ ભવમાં સહાયકારી રે,
જગ્તક્રિયા પ્રભુ થકીજ ચાલે કળા પ્રભુની છે ન્યારી રે. નમું. ૮

પ્રેમથકી પરમેશ્વર તમને, નમ્ર વિનંતી છે મા'રી રે,
કરૂણા કરીને ચિત્તે ધરશો, સદાય વિશ્વાધારી રે. નમું. ૯

કર જોડી હું પ્રણામ કરૂં છું, માગું ક્ષમા પ્રભુ ત્હારી રે,
આ ભવમાં સુખ સન્મતિ આપો. અંતે મુકો ન વિસારી રે. નમું. ૧૦

---

## ઠુમરી.

રાગ—શરદ રૈન ઝુક રહી બનમેં સો મોરલી અધર ધરે રે.

સર્વત્ર વ્યાપી રહ્યા જગદીશ્વર શ્રી પરમેશ રે. (૨)
જગદીશ્વર શ્રી પરમેશરે, કરો ભક્તિ સહુ હમેશ રે. સર્વત્ર. ટેક.
અજબ ખેલ છે પ્રભુતણા જે વિશ્વતણા રચનાર રે,
શક્તિ સબળ સર્વેશ્વર હરિની માનું અતિ ઉપકારરે. સર્વત્ર ૧
ધન્ય કૃતિ છે જગ રચનાની વિશ્વ વિશે વિસ્તાર રે,
સદા નિરંતર ભક્તજનોને ઉતારો ભવપાર રે. સર્વત્ર. ૨
સત્ય વચન સદ્ધર્માચરણે વરતો નર ને નાર રે,
સદ્વિદ્યા સતસંગ કરીને ભજોને વિશ્વાધારરે. સર્વત્ર. ૩
પુરણાત્મા પરમેશ વિભુની ભક્તિ કરો શદાય રે,
દીનાનાથ દયાળુ પ્રભુજી સંકટે થાશે સહાય રે. સર્વત્ર. ૪
જેણે વિશ્વ વિષેજ વિચિત્ર વસ્તુ સૃજાવી અપાર રે,
તે વિશ્વેશ તણીજ ગતિનો પામે નહી કોઇ પાર રે. સર્વત્ર. ૫
સકળ વિશ્વમાં વ્યાપ્ત પ્રભુ છે કારૂણ્ય મુર્તિ નામરે,
જેની દયાનું ધ્યાન ધરે છે ઋષિ મુનિ દેવ તમામ રે. સર્વત્ર ૬
અતિ કરૂણા વિસ્તારી જગમાં પ્રભુ પરમ ઉપકારી રે,
દિવ્ય પિતા પ્રભુ આપ કૃપાળુ જય જય મંગલકારી રે. સર્વત્ર. ૭
વિનયથકી સાષ્ટાંગે તમને વંદન કરીએ નાથ રે,
કૃપાધન કરૂણા દૃષ્ટિથી ક્ષમા કરો અપરાધ રે. સર્વત્ર. ૮
કર જોડીને કરૂં વિનતી ચરણે નમાવી શિશરે,
આ સંસારે શુભકર્મોની મતિ આપો જગદીશ રે. સર્વત્ર. ૯



### શ્રી ગણેશાય નમઃ

# શ્રી ગજાનનની સ્તુતિ.

## રાગ ઈંદર સભાનો–રાજા હું મે–કોમકા–એ.

શ્રી ગજાનંન ગણપતી મંડળ, સકળ ગુણમય રૂપ,
નિરવિઘ્ન થાય નામજ લેતાં, અખીલ પૂજ્ય અનૂપ. ૧

દુંદાળો દુઃખ ભંજનોને, સદાય બાળે વેશ
પ્રથમ ઉરમાં કરીએ સ્મર્ણ, ગવરી પુત્ર ગણેશ. ૨

માત ઉમીયા પિતા શિવજી, શુદ્ધબુદ્ધ સુંદર નાર,
બુદ્ધિ દાતા શણુ ત્રાતા, લક્ષ લાભ કુમાર. ૩

એક દંત ઉજ્વલ પુષ્પ માળા, કનક ઉપવિત અંગ,
ચતુર્ભૂજ તન શૂભગ સુંદર, મુકટ કુંડલ સંગ. ૪

હે વિઘ્ન નાશક શ્રીલંબોદર, તુજને કરૂ પ્રણામ,
તુજ કૃપાએ ગાઉ હું પુનિત, ગીતાનો સાર તમામ. ૫

કમળ ભૂ, તનયા સતી સરસ્વતી, તમને લાગું પાય,
હંસ વાહની વિમળજ વાણી, મુજને આપ તું માય. ૬

અનેક કવી આગળ થયા, તે કૃપા તાહરી જણાય,
તું ભારતી ભગવતી દેવી, વશ મુજ વાણુ સદાય. ૭

હું બાળક બુદ્ધે સ્તવું તુજને, કરો વચન પવિત્ર,
તુજ કૃપાએ સરસ્વતી માતા, ગીતાનાં ગાઊ ગીત. ૮

શ્રી પુરૂષોતમ પદ કમલ જુગને, નમું હું વારંવાર,
અખંડ જ્ઞાન પ્રકાશ શ્રીહરિ, લક્ષ્મી કાંન્ત મુરાર. ૯

ચતુર્ભૂજ સ્વરૂપના, શિર કનક તાજ ધરનાર,
પીતાંબર કટી શોભતું છે કૌસ્તુભ મણિનો હાર. ૧૦

જય વિશ્વંભર વિશ્વ પાલક પ્રભુ, વિશ્વ રૂપ અનંત,
વનમાળી વ્યાપક વિશ્વપતિ, સર્વાત્મક કમળાકંત. ૧૧

ઘટઘટ વ્યાપક અંતરયામી આદ્ય પુરૂપ અવતાર,
એવા શ્રી પરમાત્માને હું કરૂ પ્રણામ આ વાર. ૧૨

કલ્યાણમય કૈલાશપતિ, કરપુર ગૌર સ્વરૂપ,
ઊમા અર્ધાંગે રહ્યાં, ત્રીલોક તણા છો ભૂપ. ૧૩

શિર જટામાં ગંગ વિરાજે, ભસ્મ લેપન અંગ,
મૃગ ચર્મ અંબર ત્રિશુળધર, તન અલંકાર ભુજંગ. ૧૪

જય ભક્ત વત્સલ જગ્ત ગુરૂજી, ભય હરણ ભોળાનાથ,
પુરૂષોત્તમના પ્રિય સખા, હું નમું જોડી બેઊ હાથ. ૧૫

સર્વેશ્વર શિવને નમું, જેનું નીલકંઠે છે નામ,
તવ કૃપાએ ગીતા કહું, તે કરશો પુરણ કામ. ૧૬

ભગવતી સર્વેને નમું, આ સિદ્ધ થાય મમ કાજ,
જય જગકર્તા શુભ આ કાર્યને, સફલ કરો મહારાજ. ૧૭

હું બાળક ઊપર દયા કરજો, સર્વે દેવો પવિત્ર,
અલ્પ મતિએ કાર્ય આદર્યું, કૃષ્ણ પાર્થ ચરિત્ર. ૧૮

બુદ્ધિશાળી સજન સંત સર્વે, ક્ષમા કરજો દોષ,
પ્રાકૃત વાણી શ્રવણ કરી, મન લાવશો નહી રોષ. ૧૯

પ્રાકૃત વાણી પદ્ય તણી, રસહીન કાવ્ય જો હોય,
તે પુર્ણ કરીને માનજો, સૌ સંત પુરૂષ દીલ માંય. ૨૦

જય જગધાતા ત્રીભુવન તાત્રા, પ્રભુ હે જગદાધાર,
હૃદય વિષે તુજ સ્મર્ણ કરૂ હું, શાહ્ય થજો આ વાર. ૨૧

પ્રણામ કરૂં હું સર્વે દેવને, કર પસરીને અપાર,
જયજય જગપતિ શુદ્ધ કરો મતિ, કરૂણા કર કીરતાર. ૨૨

## રાગ કલ્યાણ.

જય ગજાનના છો કૃપાધના પુર્ણ કરો દાસની સદાય કામના જય.

ગિરિજા પુત્ર ગજાનન કહીએ સિદ્ધિ બુદ્ધિના રાય.
વિઘ્ન હરણ લંબોદર કેરી ભક્તિથી સુખ અતિ થાય, જય. ૧

સુરસનકાદીક સેવા કર્તા સહુકો પડતા પાય,
અમૃત મોદીક આહારજ આપે સર્વે પહેલ પુજાય. જય. ૨

સર્વ કાર્યમાં ગણેશપુજા પ્રથમ ઉત્તમ થાય,
સિંદુરેથી સેવા થાતી દુઃખહ તજિ સદાય. જય. ૩

દુંદાળો દુઃખભંજન સ્વામી ચિંતામણિ ધર સુત્ર,
જેને બારણે કલ્પવૃક્ષ છે એવા પાર્વતિ પુત્ર. જય. ૪

સરસ્વતિને ચરણે નમીને કર જોડી કહું આજ,
આ પુસ્તકમાં સાહ્ય થઈને પુર્ણ કરો મમ કાજ. જય. ૫

ગજાનંદને ચરણે નમું છું પુરો મોરી આશ,
કર જોડી સોમેશ્વર કહે છે હરિહર કેરો દાસ. જય. ૬

પ્રભુ કૃપાથી કહું છું અત્રે ગીતાજીનો સાર,
માત સરસ્વતિ મેહેર કરીને અર્પો બુદ્ધિ અપાર. જય. ૭

## સ્ત્રગ્ધરા વૃત.

શાંતીરૂપે વિરાજો શુભ વરદ વિભુ સ્વામિ વિશ્વાધિ ભૂપ,
સત્તા સર્વત્ર ધારો સકલ સુખ કરો સર્વના સાક્ષિરૂપ;
ભક્તોનું શ્રેયકર્તા ભવ ભયહર્તા છો તમે વિશ્વનાથ,
ગ્રંથારંભે પ્રભુજી, વિનયથકિ નમું, જોડિને બેઉ હાથ.

## ગીતિ.

નમુ સરસ્વતી ચર્ણે, રચ્યું છું પુસ્તક સાહ્ય સદા કરજો,
કાર્ય પૂર્ણ કરવાની, બુદ્ધિ અર્પી દુઃખ સહુ હરજો.

## છંદ ભુજંગ.

કૃપાનાથ કલ્યાણકારી જગેશ, પ્રભુ નિર્વિકારી અનાદિ પરેશ,
કૃપાને દયા જેની છે સર્વ ઠામ, નમુ છું મને સાહ્યથા આત્મારામ.

## શાર્દુલવિક્રીડિત.

વંદુ હું જગનાથ નાથ દીનનો અધ્યક્ષ છે સર્વનો;
જે છે સાક્ષિ તમામ પ્રાણિજનો સારાં, ભુડાં કર્મનો;

જે છે વ્યાપક સર્વમાં ગુણનિધિ શાન્તિતણુ ઠામ છે;
જગદિશ્વર પરમેશ શ્રી હરિ પ્રભુ સ્વામી અભીરામ છે.

### ગરબી.

સાર છે સાર છે સાર છે રે, પ્રભુ ભક્તિમાં સહુથી સાર છે,
સત્યશ્રી વિશ્વાધાર છે રે, પ્રભુ ભક્તિમાં સહુથી સાર છે.
ભક્તિ કરો હરિની એક ભાવે, જેવી ખાંડાની ધાર છેરે. પ્રભુ.
પાલણુ પોષણુ શ્રીહરિકર્તા દુનીયાના એ ભવતાર છેરે. પ્રભુ.
સત્ય પ્રભુની ભક્તિ છે સારી, જુઠો સહુ સંસાર છેરે. પ્રભુ.
કરજોડી સોમેશ્વર કહે છે મારે પ્રભુનો આધાર છેરે. પ્રભુ.
ભાવે કરી સહુ પઠનજ કરશો ગીતાનો સુંદર સાર છેરે પ્રભુ.
બ્રહ્માંડ પુરાણે અર્જુન પ્રત્યે, કૃષ્ણ વચન નિર્ધાર છેરે. પ્રભુ.

---

## ઇશ્વર સ્તુતિ.

### હરિગીત છંદ.

હે જગતારક ભયવિદારક સૃષ્ટિધારક શ્રીપતિ,
છો દીનદયાળા, જયકૃપાળા, શ્રીહરિ વિશ્વપતિ;
આવી અલૌકીક પ્રબળ યુક્તિ કળી ન શક્તિ મુજમતિ,
વિદ્વાન કે મુનિવર મનુ જો પાર પામે ના રતિ;
મેરૂ કેરો તૃણમય ક્ષણે, ક્ષણુમાં કરો તૃણમય તરૂ,
એવા રમાવર, આપ મુક્તિધામ તે કેમ વિસરૂ;
સેવે શરણુ રજ સામ્બપ્રિતે પરમહિતમય સૌખ્યદા,
વ્યાધી પ્રલય કરો ભ્રાંતી હરો સૌ શાંતિ કરજ્ન સર્વદા.

---

ગઝલ. બે દાદ મુજે યાદ હે વલા હે તુમારી એ રાગ.

વિશ્વેશ વિશ્વનાથ છો કલ્યાણકારીરે,
બનાવી ખલક પલમે મુકુંદ મુરારિરે, વિશ્વેશ. ટેક.

વિશ્વ વિષે ભગવંત શુભ મંગળકારીરે,
અકળ કળા ન કળાય કરૂણામય તા'રી,
તાત્રા ત્રિભુવન નાથ ભજો ચિત્તધારીરે. વિશ્વેશ. ૧

અંતર્યામિ અજાત અનુપમ અવિકારીરે,
દયા કરી મુજ દિનને આપો મતિ સારીરે,
ભરશો મુજ હૃદયમાં પ્રેમલ ભક્તિ તારીરે, વિશ્વેશ. ૨

માનસિક મંગળઅર્ચા પ્રભુને પ્રિયકારીરે,
નવ ચાલે મમવાચા સ્તુતિ ગાવા તારીરે,
કરૂણા કરી હે નાથ સ્તુતિ લ્યો સ્વિકારીરે. વિશ્વેશ. ૩

અભિનંદનપૂર્વક હું કરૂં સ્તુતિ તા'રીરે,
સદા તમારે ચરણે રહો વૃત્તિ મારીરે,
કરૂણા કરી કૃપાળ દુઃખથી લ્યો ઉગારીરે, વિશ્વેશ ૪

## અધ્યાય ૧. ગીતા મહાત્મ.

**धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेतायुयुत्सवः ।**
**मामका पांडवा श्चैवाकिमकुर्वत संजय ॥**

### ભાવાર્થ.–ગીતિ.

ધૃતરાષ્ટ્ર કહે સંજયને હે ! સંજય આ ધર્મ ભૂમિમાંહી, ?
કુરૂક્ષેત્રે મળેલા, મમ પુત્રાદિક શું કર્તા ! ત્યાંહી. ?

---

**ગઝલ.** મેતાવતી માતા. એ રાગ.

પ્રભુ અંતર્યામિ, સુખકર્તા દુઃખહર્તા વિશ્વ વ્યાપી રહ્યા. ટેક.
પ્રથમ ગજાનંદ ચર્ણે નમી ધરૂં આદ્ય પુરૂષનું ધ્યાન,
ભગવદ્ગીતા વર્ણવું પ્રેમે, કેવળ બ્રહ્મજ જ્ઞાનરે પ્રભુ. ૧
અર્જુન કેરે કારણે અને જગતહિત ઉપદેશ,
કર્મ માંહ્ય નીઃકર્મ કહું છું અંતર થાય ઉજેશરે પ્રભુ. ૨
ઉપનીશદનો અર્થ છે તેમાં, યોગ શાસ્ત્રનું જ્ઞાન,
અષ્ટાદશ અધ્યાય લગી, અહી વંદતા શ્રીભગવાનરે પ્રભુ. ૩
કર્મ માંહ્ય નીઃકર્મ કહુંને, તે ઉપર દષ્ટાંત,
હંસ તજે જેમ નીરને તે, પયને આણે અંતરે પ્રભુ. ૪
શ્રી ભટ્ટે નિશ્ચય કરીને, આપ્યો અક્ષર સાર.
પ્રભુ કૃપાથી કહું છું અત્રે, ગીતા તણો વિસ્તારરે પ્રભુ. ૫
નિવ્રત માર્ગનો ગ્રંથ છે ને તે માટે સંકેત,
યુદ્ધ ભાગથી માંડીને રચ્યું, કથા કેરો ખેતરે પ્રભુ ૬

---

## ગીતિ.

જયજયજય કરૂણાબ્ધે, જયજયકારો કરો તમે દેવા,
પ્રેમ થકી પરમેશ્વર, સેવકજનની સ્વિકારશો સેવા;
નમ્ર વિનંતિ આ મારી, કરૂણા કરીને તમે ચિત્તે ધરશો,
ભગવદ્ગીતા મધ્યે સાર, બનાવવાની ઇચ્છા પુરી કરશો.

---

### ૫૯. નાથ કૈસે ગજકો ફંદ છોડાયો એ રાગ.

સુંદર શ્રીમદ્ભગવદ્ગીતા છે સારી, તેને પઠન કરો ચિત્તધારી સુંદર ટેક.

હસ્તીનાપુર આવ્યા વ્યાસજી, તે ધૃતરાષ્ટ્ર કેરે આવાસ,
વિધિ સહીત પુજા કરી પુછી, સંગ્રામની વાત ખાસ. સુંદર ૧

વદતા વ્યાસજી સર્વ હકીકત; શ્રવણ કરે છે રાજન,
સાંભળો સહુકો ભાવે કરીને, શ્રીહરિ થાય પ્રસન્ન. સુંદર ૨

ધર્મક્ષેત્ર કુરૂક્ષેત્ર છે જ્યાંહી, મહા યુદ્ધ કરે સહુ ત્યાંહી,
અઢાર ક્ષોણી સૈન્યાય મળી છે, બાણાવળી પાર્થ જ્યાંહી, સુંદર ૩

સ્વામિ એ યુદ્ધ કયમ પેખાય, ઇચ્છા છે પણ નવરે દેખાય,
વ્યાસ વદે રાયજી અવિધાર, દેવ ચક્ષુ આપુ તે ભળાય. સુંદર ૪

કૌરવ પાંડવનું યુદ્ધ થાશે તે, અત્રેથી સર્વ દેખાશે,
જન્મલગી હું અંધ રહ્યો, એણી પેર કાળ સહુ જાશે. સુંદર ૫

દેવ ચક્ષુ શું? માગું હવે હું, સુત મૃત્યુ જોવાને કાજ,
યાસ શિષ્ય સંજય છે તેને, આપો ચક્ષુ મહારાજ. સુંદર ૬

કુરૂક્ષેત્રમાં જે કંઇ થાશે ને સંજય કહેશે સદાય,
એમ કહી વ્યાસ ચાલ્યા જાય, સંજય શું બોલ્યા ત્યાં રાય. સુંદર ૭
કોણ કોણ અત્રે રાય મળ્યા છે, કહો સ્વામી થાય શું આ;વાર,
રાય પ્રત્યે સંજય ઉચરે, કરે દુર્યોધન મન વિચાર. સુંદર ૮
સૈન્ય પાંડવનું મળ્યું છે, હર્ષથી, કહે દ્રોણાચાર્યને વાણ,
જે જે અત્રે મળ્યા છે રાજન, તત્પર થયા સાથે બાણ. સુંદર ૯
તમ દષ્ટિએ સર્વે તે નીરખો, યુદ્ધ કાજ આવ્યા તેહ,
તેના નામ કહું છું અત્રે શ્રવણ કરો સહુ તેહ. સુંદર ૧૦
તમ શિષ્ય ધ્રુપદ પુત્ર છે તેહ ભિમ અર્જુન હુશીયાર,
વળી વૈરાટ ધ્રુપદ રાજન, ધૃષ્ટકેતુ રાય તૈયાર. સુંદર ૧૧
ચેકીતાન, કાશીરાય પુરૂજીત બળિયો, કુંતી ભોજ નામ,
યોદ્ધા મહા ઉત્તમ અભિમન્યુ, પાંડવનું સૈન્ય તમામ. સુંદર ૧૨

---

## કડવું ૨.

### રાગ. આવોને શ્રી ગિરધારિ. એ રાહ.

શેવોને વિશ્વાધારી, પ્રાણી સહુ સેવોને વિશ્વાધારી.
ઉતરશો ભવપારી. પ્રાણી સહુ ટેક.

ભગવદ્‌ગીતા સાર છે સારો, પઠન કરો નરનારી પ્રાણી. ૧
સંજય ધૃતરાષ્ટ્રને કહે છે, સુણજો તાત ચિતધારી. પ્રાણી. ૨
હવે આપણું સૈન્ય કહું છું, શ્રવણ કરો આવારી પ્રાણી. ૩
ભીષ્મ, દ્રોણ ને કૃપાચાર્ય છે, અશ્વસ્થામા અવિકારી પ્રાણી. ૪
સોમદત્ત, વિકર્ણ, મ્હારથી, ભીષ્મ, સૈલ્ય છે સૈન્યાધિકારી પ્રાણી. ૫

શંખનાદ અતી સૈન્ય કરે છે, કહે સંજયરાયને વિચારી પ્રાણી. ૬
રથે ચડયો અર્જુન તે વારે, કવચ અખંડ તનધારી. પ્રાણી. ૭
અર્જુન કહે છે સુણો યદુપતિ, કોણ મકયા જોઉ આવારી પ્રાણી. ૮
યુદ્ધ માંહ્ય અત્રે કોણ આવ્યા, નિહાળું કુંજવિહારી પ્રાણી. ૯
બેઉ સૈન્યાના મધ્ય પ્રમાણે રથ મારો હાંકો ગિરધારિ પ્રાણી. ૧૦
વાકય સુણી અર્જુન તણાં ત્યાં, રથ હાંકયો સૈન્ય મલ્યુ ભારી પ્રાણી. ૧૧
ભીષ્મ દ્રોણ દીઠયા તે ઠામે, જોઈ ભાન ગયું પાર્થનું તે વારી પ્રાણી. ૧૨
પુત્ર, પૌત્ર સરખાછે વિરા, સર્વે દેખ્યું કુંટુંબ પરીવારી પ્રાણી. ૧૩
અર્જુન કહે યુદ્ધ થાય ન મુજથી, સાંભળો મુકુંદ મુરારી પ્રાણી ૧૪

---

## ગઝલ કડવું ૩.

પિતાજી તમે આ શો કોપ કર્યો. એ રાહ.

વિનતિ પ્રભુ સાંભળજો મા'રીરે. તમે શંખ, ચક્ર, ગદા ધારીરે;
હાર્યો હું તો હામ કુંટુંબ જોઇરે, યુદ્ધ કરવા હિમત સહુ ખોઇરે.
શું કરવું છે રાજ સગાં મારીરે! જેથી થાય અપકીર્તી અપારીરે.
ગાંડીવ મુજ કરથી પડી જાયરે, તેનો મુને સુઝે નહી ઉપાયરે.
મુજથી આ સ્થાને નહી ટકાયરે, થરથર ધ્રુજે કાય અને પાયરે.
સંબંધીને મારી સુખી કેમ થવાય, પુર્વજનો મુજ નરકમાં જાય.
કુલઘાતી જન નરકમાં જાય રે, એવું સાંભળું પ્રભુ જગરાયરે.
મોટું પાપ કરવા ન હું ધારૂંરે, લડવા તણું મન નહી મા'રૂંરે.
હું તો પ્રભુ લાગું તો રે પાયરે, યુદ્ધ મુજથી અહી નવ થાયરે.
કૃપાળુ પ્રભુ હે દીનાનાથરે, કહું હું પ્રભુજી જોડી હાથરે.
ત્રિલોકનાથ વિશ્વના ધણીરે, વિનતી આ સુણજો સેવકતણીરે.

---

## કડવું ૪.

### રાગ —ક્ષત્રીકલંક.

પ્રભુ પરમાત્મા ભગવાન, કહું છું હું તો પાય પડીરે,
મુજથી યુદ્ધ ન થાય આ રાન કહું છું હું તો પાય પડીરે,
સર્વ સૈન્યને દેખું આવાર કહું છું. સર્વે દેખાય કુટુંબ પરીવાર કહુંછું.
થરથર કંપેછે મા'રી કાય કહુંછું. વળી ગાત્ર મારાં ઢીલાં થાય. કહુંછું.
મુખ મારૂ ઘણુંજ સુકાય કહુંછું. સહુ રૂવાંટાં ઉભાં અતિ થાય. કહુંછું.
મારા કરમાંથી ગોડીવ સરી જાય; કહુંછું. વળી બળ બળીત્વ ચાખહુ થાય ક.
મારૂ મન ભ્રમીત બહુ થાય કહુંછું. મુજથી ઊભું અહી નવ રહેવાય. કહુંછું.
ચિન્હ મુજને અહી ઉલટાં જણાય કહુંછું. સ્વજનને હણી શ્રેય નવ થાય ક.
નથી ઇચ્છતો રાજનું સુખ કહું છું. મુજથી યુદ્ધ ન થાય સનમુખ કહુંછું.
જેનાથી ઇચ્છું ભોગ, રાજસુખ કહું છું. તે સહુ યુદ્ધમાં છે સનમુખ કહુંછું.
ગુરૂ, કાકા, સુતને, દાદા જેહ કહુંછું. મામા, સસરાને સાળા છે તેહ કહુંછું.
એમને હણવાને ઇચ્છું ન જરાય કહુંછું.સગાંસંબંધી સર્વત્ર કહેવાય.કહુંછું.
સ્વજનને માર્યાનું પાપ થાય કહુંછું. સ્વજનને મારી સુખી કેમ થવાય. ક.
તેમને મારવા તે યોગ્ય ન કે'વાય કહુંછું. મારો અપયશ જગમાં થાય.કહુંછું
સગાં સંબંધીનો નાશ થાય, કહુંછું. મારો નર્કમાં વાસો થાય. કહુંછું.
સગાં નિહાળી હાર્યો હું તો હામ કહુંછું મુજથી યુદ્ધ નથાય આ ઠામ ક.
મારે નથી જોઇતું રાજપાટ કહું છું સત્ય કહુંછું સંબંધી માટ કહુંછું.
દુર્યોધન જો મારશે મુને ઓહ્ય કહુંછું, મારૂ કલ્યાણ થાશે ત્યોહ્ય કહુંછું.
મારા જીવતરને ધીક્કાર કહુંછું. જો હું કરૂં કુલનો સંહાર. કહુંછું.
અંતર્યામી હે શ્રી ભગવાન કહુંછું. હું તો ધરીશ તમારૂ ધ્યાન કહુંછું.
ગોડીવ મુકીને બેઠયો રથમાંહ્ય કહુંછું. નીરાશ થઇ ગયોછે બહુ ત્યાંહ્ય કહું.

## કડવું ૪ થું.

લાવણી–રણછોડ રસીયો સહુમાં વસીયો એ રાગ.

અર્જુન કહે છે સુણો યદુપતિ યુદ્ધ ન થાય મુજથી આ ઠામ,
શિથિલ બની ગઇ છે મમ કાયા, ભાન ભુલ્યો ને હારી હામ.
મુખ સુકું રોમાં ચીત્ત થયોછું, તન કંપે ને નવ રેહેવાય,
ચાલે નહી હીંમત અહી મા'રી, શોક સાગરે વહીરે જવાય.
અર્જુન કહે પ્રભુ ધિક આજને, નથી એનું તો મારે કામ,
કરીએ કુળનો ક્ષય કેમ વીરા, કેમ લેઇએ પાતક આ ઠામ.
સ્વજન સમૂહ સર્વને જોઇને યુદ્ધની ઇચ્છા નહી મારી,
ભમતું મારૂ મન થયુ છે, કેમ કરૂં વિશ્વાધારી ?
નથી ઇચ્છતો વિજય, રાજ્યને, નથી જોઇતું મારે સુખ,
અમને રાજ્યે, ભોગે, કે જીવવે, શું ? પ્રયોજન હરિ પ્રમુખ !
માત્ર પૃથ્વી અર્થે હે પ્રભુજી ? સંબંધીનો હું નાશ કરૂ,
અધર્મ કરવાને નવ ઇચ્છું, મસ્તક તમ ચરણે હું ધરૂ.
કુળ ક્ષયથી કુળ ધર્મનો નાશ થાય છે હે સ્વામી,
કુળ અધર્મને વશ થાય છે, સત્ય કહુ પ્રભુ બહુ નામી.
તારે શરણે છું હું પ્રભુજી નિશ્ચિત જે હોય તે કેહેવું,
ધર્મ વિષય સમજાવ મુજને, જે કેહો તે મારે સેહેવું.
આ ઠામે યુદ્ધ થાય ન મુજથી, કૌટુંબ ઘાત પાતિક કેહેવાય,
તેથી ન યુદ્ધ કરૂ હું સ્વામી, તમ ભક્તિથી સુખી થવાય.
પુર્વજનો મુજ નર્કે જાય, સગાં સંબંધી દુખિયાં થાય,
ધર્મ નાશ થૈ થાય અધર્મ, જેથી થાય મારી નિંદાય.

આઓ કરે અતિ નિંદિત કર્મો, પાપી પ્રજા નિવડે તેની,
અંતે સર્વે તે નર્કે પડે છે, ન થાય મોક્ષ ગતિ એની.
જ્ઞાતિ ધર્મનો નાશ થાય છે, પછી સાની મોક્ષની આશ,
ગદગદ કંઠે પ્રાર્થ થઇને સ્તબ્ધ બની થૈ રહ્યો નિરાસ.
ધનુષ નાખી કંટાળી ગયો છે, આવી છે તેને મુર્છાય,
મુર્છાંગત થૈ પાર્થ રહ્યો ત્યાં, સનમુખ જુએ છે સહુ સૈન્યાય.
કહે કૃષ્ણજી આ શું થયું છે, સૈન્ય જોઇ વિસ્મીત થાય,
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાયનો, વિષાદ યોગ પ્રથમોઘ્યાય.

**एवमुक्त्वाऽर्जुनः संख्येरथोपस्थउपाविशत् ॥**
**विसृज्यसशरं चापंशोकसंविग्नमानसः ॥**

### ગીતિ.

સંજય વદે હે ધૃતરાષ્ટ વ્યાકુળ મનથી અર્જુન આમ બોલી
બાણ સહિત ધનુષ્યને મુકીને બેઠો રથને ખોલી.

# અધ્યાય ૨ જો.

---

**तंतथाकृपयाविष्टमश्रु पूर्णाकुलेक्षणम् ॥**
**विषीदंतमिदं वाक्य मुवाच मधुसूदनः**

## ગરબી.

કારતક માસે કરૂણા કરજો માતરે મા અંબાજી એ રાગ.

કૃષ્ણ અર્જુન સંવાદ છે બહુ સારોરે સુણજો ચીતથી.
શ્રવણ માત્રથી મુક્તિ કેરો આરો રે કહુ છું પ્રિતથી.
સંજય ધૃતરાષ્ટરને અત્રે કહે છે રે સુણજો ચિતથી.
શોક સાગરે અર્જુન અત્રે રહે છે રે કહુ છું પ્રિતથી.
નર્ક પમાડે ને બુડે છે નામરે સુણજો ચિતથી.
લોક હસારતનો એ છે રે ઠામરે કહું છું પ્રિતથી.
છોડી મોહને ધીરજ મનમાં ધરજોરે સુણજો ચિતથી.
અર્જુન સ્મર્ણ હરિનું સદાય કરજોરે કહું છું પ્રિતથી.
અર્જુન કહે છે સૂણો નેહે ભગવાનરે, સુણજો ચિતથી.
ભીષ્મ દ્રોણ તે તો છે તાત સમાનરે. કહું છું પ્રિતથી.
રાજગુરૂના કાજે અત્રે લેઇએ રે સુણજો ચિતથી.
તે ગુરૂનો વધ કયમ કરી કરીએ રે કહું છું પ્રિતથી.
વદતા કૃષ્ણજી એ છે જુદો વાદરે સુણજો ચિતથી.
શ્રવણ કરો અર્જુન કથા સંવાદ રે કહુંછું પ્રિતથી.
આદી પક્ષ જે બ્રહ્મ અને જે જ્ઞાન રે સુણજો ચિતથી.
તે જોતાં છે સર્વે અત્રે સમાન રે કહું છું પ્રિતથી.

ગુરૂ શીષ્ય ને માત તાતને ભ્રાતરે સુણજો ચિતથી.
નથી કોઇનું બંધવ સત્ય એ વાત રે કહુંછું પ્રિતથી.
જન્મ મર્ણ આત્મા ને જરાય નથી રે સુણજો ચિતથી.
વ્યાપકને શું કહિએ અત્રે કથી રે કહુંછું પ્રિતથી.
જેમ ઋતુ પુઠે ઋતુ આવે જાય રે સુણજો પ્રિતથી.
ઉદય અસ્ત જેમ રવિ શશિ અહી થાયરે કહુંછું પ્રિતથી.
અખંડ બીંબ જ્યોતિની છે એ જેહરે. સુણજો ચિતથી.
એ તો વ્યાપક રૂપ ભણી જે તેહરે કહું છું પ્રિતથી.
કૃષ્ણજી વદતા કોઇજ મરતું નથી રે સુણજો ચિતથી.
તું જો આત્મ—જ્ઞાને કરીને કથીરે કહું છું પ્રિતથી.
જેમ ત્રણ અવસ્થા આવે દેહરે સુણજો ચિતથી.
પરમેશ્વરની ઇચ્છા હોયછે જેહરે રે કહુંછું પ્રિતથી.
જળમાંહે જેમ બુદબુદ સર્વ થાય રે સુણજો ચિતથી.
તે ભાગે ને વળી માંહ્ય સમાય રે કહું છું પ્રિતથી.
આત્મારામ ભણે છે હૃદય જેહરે સુણજો ચિતથી.
હર્ષ શોકથી અળગો રહે છે તેહરે કહુંછું પ્રિતથી.
સ્હેજે ઉપજે અને સેહેજે સમેરે સુણજો ચિતથી.
દુસ્તર માયા એ રીતે અહી રમેરે કહુંછું પ્રિતથી.
હું મારૂં નર કર્તા અત્રે જેહરે. સુણજો ચિતથી.
અર્જુન માયાનું બલ જાણો તેહરે કહુંછું પ્રિતથી.

## ઇંદ્રસભા કડવું ૨.

અનંત ઘટ પાણી ભર્યા એક ચંદ્ર પ્રકાસ;
ઘટઘટમાં પ્રતિબીંબ છે તેમ શ્રીહરિનો વાશ; ૧

ઘટ ભાગ્યો પાણી ઢળ્યું, જ્યાંનું ત્યાં તે જાય,
ચંદ્ર નિરંતર વેગળો, તેને દુઃખ નવ થાય. ૨

આ આત્મા બળતો નથી ન છેદાય નવ ભેદાય;
છે વિધ્યમાન, સ્થિર, અચળ; સનાતન તે કંઇ નવ સોસાય. ૩

જીર્ણ વસ્ત્ર, જન દુરકરીને, નૂતન નવું તો કરે ધારણ;
તેમ દેહ ધારી આત્માના શરીરનું છે જાણ. ૪

જન્મેલાને મૃત્યુ જાણો મર્ણ પછી જન્મ થાય.
શોક કરવા તું યોગ્ય નથી સર્વ એક પંથે જાય. ૫

હે અર્જુન આ દેહમાં રહેલો આત્મા વધ ન કરાય;
માટે આ સર્વ પ્રાણીનો શોક કદી નવ થાય. ૬

આત્મા ઉત્પન્ન થતો નથી નવ મરતો વળી કદાય;
જન્મ રહિતને ક્ષય રહિત તે જીર્ણ અનાદી જણાય. ૭

સર્વ દેહ આ નાશવંત છે જુઠો છે સંસાર;
તે માટે તું યુધ્ધ કરવાને સત્વર થા તૈયાર. ૮

શુદ્ધ આત્માને જન્મને મર્ણ નથી નક્કી તું જાણ;
અર્જુન પ્રત્યે વદતા પ્રિતે પોતે શ્રી જગભાણ. ૯

## ગરબી. કડવું ૩

નારાયણ નામ લેને તું પ્રાણીરે એ રાગ.

શ્રવણ કરો ભાવથી પ્રભુ વાણીરે મુક્તિ આપે પ્રભુ ભક્ત જાણીરે.
શ્રવણ કરો. ટેક.

અત્રે વદતા રે શ્રી ભગવાનરે પાર્થ શ્રવણ કરે છે નિદાનરે.
પ્રભુ અર્જુનને કરે જ્ઞાન. શ્રવણ કરો ભાવથી. ૧

સત્ય નિરાકાર હરિ અવિનાસીરે વાણી એવા સમર્થ ન વાસીરે;
માટે પ્રભુના થવું ઉપાસી. શ્રવણ. ૨

અગમ અગોચર બુદ્ધિ ધરેછેરે, હિંમત ધરીને કાર્ય આચરેછેરે;
તેની ચિંતા તું શીદને કરે છે? શ્રવણ ૩

હે અર્જુન તું મનમાંહી જાણરે, નિર્ભયપણું તું હૈયામાં આણરે
સત્ય કહુછું હું તુજને વાણ. શ્રવણ. ૪

ક્ષત્રીને નવ લાગેરે પાપરે, સ્વર્ગ પમાડેને ટાળે તાપરે
માટે નવ કરવો પશ્ચાતાપ શ્રવણ. ૫

સ્વર્ગદ્વાર ખુલ્લુ થયું અત્રેરે, પાતક યોદ્ધાનું ગયું સર્વત્રરે
સનમુખ સૈન્ય ઉભુ રહ્યું તત્રે. શ્રવણ. ૬

ભાગ્ય વિના ન પામીયે યુદ્ધરે, દોષ કલીમલ વામીએ શુદ્ધરે
ત્યાં કયાં? ગઇ સર્વે તારીરે બુદ્ધ. શ્રવણ ૭

રણ સંગ્રામે ક્ષત્રીઓ મર્તારે સ્વધર્મથી તે દુસ્તર તરતારે
પ્રભુ ધામમાંહી તે વિચરતા. શ્રવણ. ૮

યુધ્ધે પ્રાક્રમ કરવું પર્મરે, એછે ક્ષત્રી તણો મોટો ધર્મરે
તુજને કહુછું આ સર્વ મર્મ. શ્રવણ. ૯

સુજન સહુ એમ બોલેશે જ્યાંયરે, ભય પામ્યો અર્જુન બહુ ત્યાંહ્યરે
જેથી યુદ્ધ ન કરતો આંહ્ય શ્રવણ. ૧૦

લોક માંહીતો અપયસ થાશેરે, હાર્યો કુંતીતન કેહેવાશેરે;
જેથી લજ્યા તારી અહી જાશે. શ્રવણ. ૧૧

તારી અપકીર્તિજ બોલાશેરે તે પાપ તુજને બહુ થાશેરે;
લોકમાં નામરદો કહેવાશે. શ્રવણ. ૧૨

તારૂં સામર્થ્ય નિંદિત થાશેરે, વચન ના બોલે તેવાં બોલાશેરે
માટે યુદ્ધકર થૈને ઉલ્લાશે. શ્રવણ. ૧૩

યસ અપયસને જોતા નથીરે, સુખ દુઃખ બેઉ ભ્રમ સર્વેથીરે
તુજને કહુછું હું મુખથીરે કથી. શ્રવણ. ૧૪

કોઇને નથી યશ, અપયશે જરાયરે, હાનિ લાભને કર્મ કેહેવાયરે
કર્મ માંહી તે નવ લેપાય. શ્રવણ. ૧૫

મૃત્યુ પામ્યોતો સ્વર્ગ પામીશરે, જીત્યોતો ભુમીને ભોગવીશરે
પાર્થ યુદ્ધમાં ન પાછો હઠીશ. શ્રવણ. ૧૬

કૃતાર્થ નિશ્ચય થાતું આવારે, યુદ્ધ અર્થે સત્વર થા તૈયારરે
તારો યસ બોલાસે અપાર શ્રવણ. ૧૭

કર્મ માંહી ખુંપ્યાનર જેહેરે કોઇ મોક્ષ ન પામ્યાછે તેહરે;
અભિમાન નકરવું એહ શ્રવણ. ૧૮

હે સ્વામી વેદ સહિત જે કર્મરે ગોગ જપતપ દાનને ધર્મરે
વળી કરેછે જે યજ્ઞાધર્મ. શ્રવણ. ૧૯

મુક્તિ લેખેછે વેદ વિચારરે સ્વામી તેનો તે શો નિર્ધારરે
છેદો સંદેહ વિશ્વાધાર શ્રવણ. ૨૦

## કડવું ૪ ગજલ.

મેનાંવતી માતા નીર ભર્યાં રે થારા નેનમેં—એ રાગ.

સર્વત્ર પ્રાણી, પઠન કરોને ગીતા સારને, ટેક.
અર્જુન વદતો વાણી પ્રેમથી વદતારે શારંગપાણ,
પાર્થ તું વાક્ય સત્ય વદે છે, સાંભળ મોરી વાણ રે. સર્વત્ર. ૧
થાય છે વેદથી સુદ્ધજ મન, સહુ દ્વિધા છે વેદનો મત,
ત્રિગુણાતિત બુદ્ધિ તું આણજે કહું તુજને વિગત રે. સર્વત્ર. ૨
કર્મ માંહ્યની કર્મ કરે થાય, ત્રિગુણ રહિત કલ્યાણ,
જ્ઞાનિ પુરૂષ જે કર્મજ કરતો, જપ, તપ તિર્થ પ્રયાણરે. સર્વત્ર. ૩
સ્વધર્મ માટે કરાવે છે જે, ફલ નહી ઇચ્છે રે તેહ,
ઉદાસ થઇ મન રાખે ધર્મમાં, સફલ ન કાર્ય થાય જેહ રે સર્વત્ર. ૪
કર્મ માંહ્ય જાણે નીઃકર્મને જ્ઞાનથી મન વશ થાય,
મન વશથી સીદ્ધ કાર્ય થાયછે, કર્મ કરે તે નવ લે પાયરે. સર્વત્ર. ૫
હર્ષ, શોક, આયુષ્યને હાણ વળી પાપ પુણ્ય અલગો જાણ,
મોહ સાગરથી પાર ઉતરે થાશે તત્વ જ્ઞાન પ્રમાણ રે. સર્વત્ર. ૬
ત્રિગુણ રહિતથી થઇશ જ્યારે, સ્થિર બુદ્ધિ થાશે તે વાર,
મોહ સાગરની ભ્રમણા ભાગે, સર્વત્ર પાપ જનાર રે. સર્વત્ર. ૭
સર્વ મનથી શોક તજો, થઇ ઉદાસ ન ચાલો ફોક,
મને કરીને શોધન મનનું યુદ્ધમાં યશ વદે લોક રે. સર્વત્ર. ૮
પાવન એથી સ્થિર બુદ્ધિ થાશે, કહુ તુજને આ વાર,
દુઃખ માંહી તો સુખ ઊપજશે, સુખનો મદ ન થનાર રે. સર્વત્ર. ૯
રાગ, દ્વેશ, મદ, ક્રોધને તજતાં, મન મોહ સર્વ જાય,
લક્ષણ સ્થિર બુદ્ધિ તણાં થાશે, મન જીતે જિત થાય રે. સર્વત્ર. ૧૦

ઇંદ્રિને સંકોચીયે વીરા, જેનાથી મન જીતાય,
વિશયને વશ કરવો સદા જેથી, વશ સર્વજન થાય રે. સર્વત્ર. ૧૧
ચિત્ત રાખીને મુજમાં તું તો, કાર્ય કર્ય રૂડી રિત,
કલ્યાણુ થાશે તાહરૂ જેથી, હું રાખીશ તુજ પર પ્રિતરે. સર્વત્ર. ૧૨

---

## લલિત વૃત.

વદતા શ્રી હરિ અત્રે રેહેમથી, શ્રવણને કરે પાર્થ પ્રેમથી;
દુરગુણો થકી દુર રહો સદા, સુનિતિના માર્ગને વિસરો ન કદા;
જગત સૃષ્ટિમાં ચાતુરી અતિ, નિયમ પુર્વક છે બધી કૃતિ,
મનુષને દિધી શ્રેષ્ટ સર્વથી, સત અસતના જ્ઞાનની મતિ;
દુર કરો સહુ દુષ્ટ વાસના, પ્રભુની ભક્તિમાં રાખો ભાવના;
જગતમાં રહી નીતિ પાળિયે, સુકૃતમાં સદા કાળ કાઢિયે;
વિષય ભોગમાં લિપ્ત ના થવું, સતત સુદ્ધ સન્માર્ગમાં જવું;
ધન યુવાનીનો વ્યર્થ ગર્વ છે, પ્રભુ કૃપા વિશે અર્થ સર્વ છે;
અનિતિ દુષ્કૃતી દુર કરો અતી, ભક્તિ આદરો થાય રૂડી મતિ;
હૃદયમાં મુને સદાય રાખજે, નિયમ નિતિના સદાય પાળજે;
જે થકી થશે કલ્યાણુ તાહરૂં, કહું છું તુજને વચન માહરૂ.

---

## રાગ માંમેરાનો ગરબી કડવું ૫.

નરસિંહ મહેતા ભક્ત બ્રાહ્મણ જુનાગઢનો વાસીરે એ રાગ.

અર્જુન કૃષ્ણ તણો સંવાદ શ્રવણ કરો એક ચિત્તેરે,
ભાવ થકી જે પઠનજ કરશે સંકટ હરે હરિ પ્રિતેરે. અર્જુન. ૧

અર્જુન વદતા હે ! પ્રભુ કેઈ પેર વિષય વશ થાયરે ?
હરિ વદે, જેમ અહાર તજે, તેમ સર્વે ચિજ તજાયરે. ૨
રસ ઇંદ્રિય રસ કહીએ તેને નવ કોઈ દીલથી તજશેરે,
ત્યાં લગી સર્વે વિષયોને ઉરમાંહી તે સજશેરે. ૩

પાર્થ હું કહું છું તુજને એનો છે એક ઉપાયરે,
આ, રસ ઇંદ્રિ જ્ઞાનીને જ્ઞાને કરિ જિતાયરે. ૪

નિહાળી જો આ મન, વિષયને જ્યાં લગી નવ તે તજશેરે,
ત્યાં લગી તેને ગ્રહેતાંજ, તુર્તજ ત્યાં સંગ ઉપજશેરે. ૫
તેના સંગ થકી ઉપજે છે સર્વે કામ વિકારરે.
કામે કરિ ક્રોધ, લોભ, મોહ, અભિમાન વધે અપારરે, ૬

મોહ થકી સર્વે બુદ્ધિનો થાય છે તેને નાશરે,
બુદ્ધિ કેરો નાશ થએ થાય તેનો નર્કનિવાસરે ૭
માટે આ ઇંદ્રિ જિતવાને કરવો કંઇ ઉપાયરે,
જ્ઞાન યોગ થકી ઈંદ્રિઓ વશ તેનાથી રખાયરે. ૮

વળી તે માટે સ્વધર્મ કેરો કરવો ત્યાં વ્યાપારરે,
હું 'મારૂં' સર્વે પ્રાણીએ, એ તજવો અહંકારરે. ૯
મોહ નિંદ્રા સંસારમાંહી જેને જ્યાં લગી હોયરે,
ત્યાં લગી આ દુનીયાની અંદર જાગશે હરિજન કોયરે. ૧૦

યોગીઓ ધ્યાનાવસ્થિત બની જાગ્રત રહેછે જ્યાંયરે,
ત્યાં સંસારી સુન્યજ જાણો સત્ય જ તે ત્યાં હોયરે. ૧૧
વળી નીસ્પ્રહિત થઇ જે પ્રાણી, કર્મને આચરે જેહરે,
કામ, ક્રોધ, તૃષ્ણાને મોહને નક્કી કરે વશ તેહરે. ૧૨

શુભ ગ્રહસ્થાશ્રમને જે પાળે, બ્રહ્મપદ પામશે તેહરે,
સંસારી તે સરખો થઈને અવનીમાં રહેશે એહરે. ૧૩

મન વૈરાગ્યે ભમતું તેને નિશ્ચે ત્યાંહી રહેછેરે,
લેપાય નહી સંસારમાંહી સુખીયો તે જન કહેછેરે. ૧૪

સ્પૃહા, મમતા, અહંકાર રહિત જે હોય છે કોઇ જનરે,
તે પ્રાણી સહુ ભોગ ભોગવે, થઈને અતિ પ્રસન્નરે; ૧૫

વળી પુરૂષ તે મોક્ષપદને પામે છે નિર્ધારરે,
નક્કી જાણજે હે અર્જુન, તુને કહું છું આણીવાર રે. ૧૬

યોગ શાસ્ત્રને બ્રહ્મવિદ્યાયનો સાંખ્ય યોગ કેહેવાયરે,
સર્વે ધ્યાન કર્યું વિગતથી પુર્ણ દ્વિતીયો ધ્યાયરે. ૧૭

---

## ગીતિ.

બ્રહ્મનિષ્ટા એવી છે, એને પામી મોહ પામે નહી જ્ઞાની;
એ નિષ્ટાની સ્થિતિમાં, મોક્ષ સંપત્તિ પામે અંતે ધ્યાની.

---

**एषा ब्राह्मी स्थितिः पार्थनैनांप्राप्यविमुह्यति ॥**
**स्थित्वाऽस्यामंतकालेपि ब्रह्म निर्वाण मृच्छति ॥**

## અધ્યાય ૩.

**ज्यायसीचेत्कर्मणस्ते मताबुद्धिर्जनार्दन ॥**
**तात्किंकर्मणि घोरेमांनियोजयसि केशव ॥**

---

### ગીતિ.

અર્જુન વદે હે ભગવાન, શ્રેષ્ટ જ્ઞાન છે એમ કેહેવું તારૂં,
ઘોર કર્મમાં મુજને કેમ, યોજે છે! એમ કેહેવું મા'રૂં.
મિશ્રિત વાકયે સંશય છે, મોહ પમાડે બુદ્ધિને મારી,
માટે નિશ્ચે એક કહોને, શ્રેય પામું હું સદા વિશ્વાધારી.

**ગરબી.** અંતકાળે સગું નહી કોઇનું રે એ રાગ.

અર્જુન કહેછે પ્રભુને પ્યારથીરે, ઉતર આપે છે જગદાધાર.
ભાવે ભજો સદા ભગવાનનેરે.
નિષ્ટા બન્ને પ્રકારની આ લોકમાંરે, પુર્વ કહી સંભળાવ્યું તમામ. ભાવે.
જ્ઞાન યોગે અને કર્મ યોગથીરે, આ જાણવા બેઉજ પ્રકાર. ભાવે.
કર્મનો આરંભ જે જન કરેરે, જ્ઞાન યોગ નિષ્ટાને પામે ન તેહ. ભાવે.
જેણે કર્મ તણો ત્યાગજ કર્યોરે, મોક્ષ કર્મ ત્યાગથી નવ થાય. ભાવે.
જે જીવ ઇંદ્રિ વિષય મનમાં ધરેરે, કપટાચારી કહેવાય તે જન ભાવે.
રાખી નિયમમાં ઇંદ્રિઓ જેમણેરે, ચિત્ત શુદ્ધિ એ જ્ઞાનવાન થાય. ભાવે.
કર્મ કરવાં અવશ્ય પાર્થ તાહરેરે, સંધ્યોપાસનાદિક કર્મ કેવાય. ભાવે.
વળી કર્મ નહી કરવા થકીરે, તારો દેહ નાશ પામે તે વાર. ભાવે.

હે કુન્તી પુત્ર ? કહું તુજનેરે, ઇશ્વર પ્રીત્યર્થ આચરજે તું કર્મ. ભાવે.
શુદ્ધિ અંતઃકરણની થઇ નથીરે, નિષ્ટા તત્વજ્ઞાનની નવ થાય. ભાવે.
કર્મ કરવાં અવશ્ય આ જગતમાંરે, જ્ઞાન વિના મુક્તિ નવ થાય. ભાવે.
પ્રયત્નથી ઇંદ્રિયો વશ રાખવીરે, જ્ઞાન પ્રાપ્ત થશે તે વાર. ભાવે.
જ્ઞાની, અને અજ્ઞાની બેઉ જણારે, કર્મ કરે પુર્વનો સંસ્કાર. ભાવે.
જ્ઞાની ઇંદ્રિ વશ રાખી કર્મ આચરેરે, તેમ અજ્ઞાની કરે ન લગાર. ભાવે.
જ્ઞાન પ્રાપ્ત કરો સહુ પ્રેમથીરે, જેથી ઉતરશો ભવપાર. ભાવે.

---

## કડવું ૨ ગરબી.

### વળતી ઋષિએ માંડી છે વાત રે—એ રાગ.

અર્જુન વદતા સુણો ભગવાન રે, દ્વિધા વચન બોલો છો વાણ રે;
ક્ષણ એકમાં પ્રતિપાદો કર્મ રે, વળિ નિંદો મુને લાગે મર્મ રે;
સ્વામિ વાત કરો નિર્ધારરે, એક માર્ગ દેખાડો શ્રી મુરાર રે;
કૃષ્ણ કહે છે અર્જુન મન આણ રે, બેઉ માર્ગ તું સાચા જાણ રે;
બંન્ને મળીને તે એકત્ર થાય રે, જ્ઞાન વિના તે નવ પ્રીછાય રે;
બેઉ મળીને એકજ તું જાણ રે, રાત દિન એક સૂર્ય પ્રમાણ રે;
કર્મ માંહ્ય નીઃકર્મજ જેમ રે, કાષ્ટ માંહ્ય હુતાશન તેમ રે;
ગ્રહસ્થાશ્રમ મુકી વનમાં જાય રે, વસ્ત્ર તજીને સન્યાશી થાય રે;
તેણે બ્રહ્મ પદ પામે ન કોય રે, તત્વ જ્ઞાન ભાસ્યું નવ હોય રે;
બ્રહ્મ થકી ઉપન્યું છે કર્મ રે, સર્વ ભૂતમાં વ્યાપક બ્રહ્મ રે;
કૃષ્ણાર્પણ બુદ્ધિતો વળી કરીએ રે, ગુણ નિર્ગુણ કરી પુજા કરીએ રે;
અંતઃકર્ણની શુદ્ધિ ન થાય રે, ન થાય તત્વ જ્ઞાન નિશ્ચાય રે.
કર્મ કરવાં અવશ્ય સદાય રે, મુક્તિ જ્ઞાને કરીનેજ થાય રે.

જ્ઞાન, જપ, હોમ, પૂજન, ધ્યાન રે, વળી સ્મર્ણ નમનને દાન રે,
વિરંચીએ ઊત્પન્ન કીધા પ્રાણી રે, યજ્ઞ રૂપ કર્મ કરવાં જાણી રે;
પંચ યજ્ઞ કીધા વિના જન રે, આરોગે છે નીરંતર અન્ન રે,
મોટા પાપી તે સર્વ કેહેવાય રે, યજ્ઞનું શેષ જમતું સદાય રે.
આગે જનકાદિક રાજન રે, તેણે જાણ્યું હતું બ્રહ્મ જ્ઞાન રે;
તેણે કર્મ કૃષ્ણાર્પણ કીધાં રે, બાધક કર્મ નહી તેણે લીધાં રે.
માટે શીષ્ટાચાર રાખે જેહ રે, લોક પ્રવૃતિ માર્ગે તેહ રે.
અર્જુન પ્રતિ વદે ભગવાન રે, મારે સંસારનું શું કામ રે.
નથી લેવુંદેવું અત્રે મારેરે, નથી વેગળો કોઇથી લગારરે,
તોય કરછું હરનિશ કર્મરે, શા થાટે જે લોપેછે ધર્મરે;
જો હું કર્મને નીંદુ વેદરે, વર્ણા વર્ણના ભાગે ભેદરે,
આત્માને વિષે રાખીને ચિત્તરે, કર્મ સમર્પી મુને ખચ્ચિતરે.
નિષ્કામ મમતા રહિત થા આ વારરે, યુદ્ધ કરવાને થા તૈયારરે.
નીષ્કર્મ ઉપર રાખીને મનરે, કર્તા કર્મ નહી લેપંનરે.
મે કહયો માર્ગ જે મન આણેરે, બ્રહ્મપદ તે પામે નિર્વાણરે.
જેનો ધર્મજે તે તે કરતારે બિજા ધર્મને નહી અનુસર્તારે.
કોણે પ્રેર્યું મન પુન્યજ કરતોરે, કોણે પ્રેર્યું મન પાપ આચરતો રે?
એમ અર્જુન કહે જેણીં વારરે ત્યારે વદતા શ્રી જગદાધારરે.
રજો ગુણ ઉપને જે વારેરે બુદ્ધિ ભ્રષ્ટ થાય તે વારરે.
મળે દર્પણ વેષ્ટિત થાયરે, કામ, ક્રોધ શત્રુ થઇને જાયરે.
કામ ક્રોધ તૃષ્ણાછે જેહરે, જ્ઞાન વન્હિને ઢાંકેછે તેહરે.

પછિ વળતું ઉપજે અજ્ઞાનરે, અજ્ઞાને આવે અભિમાનરે;
મન બુદ્ધિ ઇંદ્રિને ઠામરે, ત્યાંરહી દુષ્ટ કરાવેછે કામરે.
તે માટે ઇંદ્રિને વશ કરજોરે, રજોગુણને તે વેગળો ધરજોરે.

ઇંદ્રિયોને નિયમમાં રાખીરે, કામને વશ કરો ચિત્ત ભાખીરે,
ઇંદ્રિયો થકી મનછે શ્રેષ્ટરે, મનથકી બુદ્ધિછે શ્રેષ્ટરે.

બુદ્ધિથકી જેપર આત્માયરે, એવું જાણજે મનમાં સદાયરે.
હે અર્જુન ? એણે ઉપાયરે, આત્માએ આત્માવશજ થાયરે.

વિષય વાસના કરવી દુરરે કામ ક્રોધ તજો ભપુરરે,
એ જીત્યે જીત્યોછે સંસારરે અર્જુન એવું જ્ઞાન વિચારરે.

દુ:ખે કરીને સાધ્ય નવ થાયરે, એવા શત્રુનો નાશ કરાયરે,
યોગ્ય શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાયરે કર્મ પ્રસંસ તૃતિયો ધ્યાયરે.

---

**एवं बुद्धेः परंबुद्ध्वासंस्तभ्यात्मानमात्मना ॥**
**जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥**

# અધ્યાય ૪.

---

## કડવું ૧.

**इमंविवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ॥**
**विवस्वान्मनवेप्राहमनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥**

### ગીતિ.

ભગવાન વદતા વાણી, શ્રવણ કરે અર્જુન અતિ ચિત્તથી.
જ્ઞાન, વિજ્ઞાનનો સાર, કહેછે કૃષ્ણ પાર્થને બહુ પ્રિતથી.
કર્મ યોગ મેં પુર્વે, કહ્યો હતો સુર્યનેજ તે વારે.
સુર્યે મનુને કહેલો, મનુએ ઈક્ષ્વાકુને કહ્યો ત્યારે.

### ગરબી.

ભગવદ્‌ગીતા સારને સુણુજો ચિત્ત આણી, હો હો રે.
પઠન કરો ધરી પ્યારને છે કૃષ્ણની વાણી. હો હો રે. ૧
વદતા પ્રભુ અર્જુનને અતિ પ્રેમ કરીને, હો હો રે.
શ્રવણ કરે અર્જુન તે બહુ હર્ષ ધરીને, હો હો રે. ૨
અર્જુન હું તુજને કહું કર્મયોગ આ વારી. હો હો રે.
મુજથી પુર્વ દિનકરે સુણ્યો સુણજે ચિતધારી, હો હો રે. ૩
મનુએ સુર્યથી શ્રવણ કર્યો અતી હેત કરીને, હો હો રે.
મનુએ ઇક્ષ્વાકુને કહ્યો તે પ્રેમ ધરીને. હો હો રે. ૪
ઇક્ષ્વાકુથી અમરીષ ચક્ર ત્રિભુવન યશ વાધ્યો, હો હો રે.

જ્ઞાન માર્ગે અમરીષરાય રહ્યો ભક્તિથી સાધ્યો. હો હો રે. ૫
એમ પરંપરાએ યોગ પ્રાપ્ત રાજર્ષિએ જાણ્યો, હો હો રે.
કાળે કરીને નષ્ટ થયો જે યોગ પ્રમાણ્યો, હો હો રે. ૬
પરમભક્ત તું માહરો માટે કહું તુંજને, હો હો રે.
અર્જુન કહે હરિ વિનતી દયો ઉત્તર મુજને. હો હો રે. ૭
જન્મ આપણો હાલ થયો તે સર્વે જાણે, હો હો રે.
સુર્ય તણી આદિ ઉત્પત્તિ ચિતમાં આણે. હો હો રે. ૮
ત્યારે સુર્યને કઇ પેર કહ્યો તે કહો આવારે, હો હો રે.
કૃષ્ણજી વદતા પ્યારથી સુણજે નિર્ધાર. હો હો રે. ૯
કારણ જન્મ મર્ણ તણું નહી ચિત્તમાં આણું, હો હો રે.
તુજ મુજ જન્મની નથી ગણતરી શું તું જાણું. હો હો રે. ૧૦
જન્મ આપણા બહુજ થયા તે તો હું જાણું, હો હો રે.
ધર્માધર્મની ભેદ બુદ્ધિથી તું નવ જાણું. હો હો રે. ૧૧
મમ ગતિને હું કહું શું તુજને પાર ન પામે, હો હો રે.
બ્રહ્માનો અવતાર મુજથી રહે સુખ ધામે. હો હો રે. ૧૨
તે પ્રકૃતિ ભેદ વ્યાપર કર્યો છે આ સંસાર, હો હો રે.
વેદ ધર્મ જ્યારે લોપાય અપરંપાર. હો હો રે. ૧૩
મમ ભક્તો તવ દુખિયા થાય સ્તુતિ કરે મારી, હો હો રે.
સાધુ તણી રક્ષાને કાજ આવું ચિત્ત ધારી. હો હો રે. ૧૪
કાર્ય કરૂં અવતાર લેઇને ધર્મ સ્થાપવા, હો હો રે.
સુખ આપુ મમ ભક્તને આવું દુઃખ હરવા. હો હો રે. ૧૫
જ્યારે ક્ષીણતા ધર્મતણી થાય અત્રે અપાર, હો હો રે.
વળી પાપીનો પ્રાજય કરવા લેઉ અવતાર. હો હો રે. ૧૬

ફેલાય પાપ અધર્મ જગતમાં અપરંપારી, હો હો રે.
ત્યારે હું પોતે કાર્ય કરૂં આ તનને ધારી. હો હો રે. ૧૭
અવતાર આત્મ માયાએ લેઇને કાર્ય કરૂં છું, હો હો રે.
ભકતોનાં સંકટ હરવાને દેહ ધરૂં છું. હો હો રે. ૧૮
અન્યથા અવતાર નહી મહારે તું જાણ, હો હો રે.
એવું ઉરમાં જ્ઞાન પાર્થ તું ચિત્તમાં આણ. હો હો રે. ૧૯
કર્મ રહિત મુજને જે જાણે મોક્ષજ પામે, હો હો રે.
રાગ દ્વેષ ભયને તજે તે દુઃખ સહુ વામે. હો હો રે. ૨૦
મોહ છોડી મુજને ભજે તેને મુક્તિ આપું, હો હો રે.
મનસા જેની મુજમાં કષ્ટને હું કાપું. હો હો રે. ૨૧
ઉપદેશ જેવી બુદ્ધિએ કરે તેવી સિદ્ધિ આપીશ, હો હો રે.
અર્જુન જ્ઞાન ઉર લાવજે મુક્તિને પામીશ. હો હો રે. ૨૨

---

## ગરબી કડવું ૨.

વનમાં ભુલી પડીરે પેલો કયાં ગયો કાનુડો એ રાગ.

ગીતા શ્રવણ કરોરે જેથી ઊતરશો ભવપાર,
ભગવદ ગીતા સારછે ઉત્તમ સુણજો નરને નાર.
પરમાત્મામાં ચિત્ત રાખીને ભજોને જગદાધાર, ગીતા શ્રવણ ૧
કૃષ્ણ કહેછે હે અર્જુન ! તું સાંભળ આણીવાર,
સર્વ સ્થળમાં વાસછે મારો અળગો રહુ ન લગાર. ગીતા શ્રવણ ૨
કર્મ લેપે નહી મુંજનેરે હે અર્જુન તુંજાણ,
ન્યારો રહુછું સર્વ થકી હું નક્કી છેજ પ્રમાણ. ગીતા શ્રવણ ૩

પુર્વે જ્ઞાની હતા પુરૂષ બહુ ઊતર્યાછે ભવપાર,
કર્મ કર્યા છતાં મુક્ત થયા તે સર્વે આ સંસાર. ગીતા શ્રવણ ૪

અર્જુન કહેછે પ્રભુજી મારી વિનતી ઊરમાં ધરજો,
ગતિ કોણ અકર્મ, કર્મની, તે નિશ્ચય તમે કરજો. ગીતા શ્રવણ ૫

કૃષ્ણ કહે છે હે અર્જુન ! તું સાંભળજે આવાર,
અકર્મને વિકર્મ અને વળી કર્મજ છે વ્યાપાર. ગીતા શ્રવણ ૬

કર્મ માંહ્યની; દેખે દ્રષ્ટે અકર્મનાં લક્ષણ,
કર્મ માંહ્ય વળી કર્મજ લેપે, જાણો તેજ તતક્ષણ. ગીતા શ્રવણ ૭

વિકર્મ, કર્મ તેજ કેહેવાય, તે જાણો તમ ચિતમાં,
કર્મ સંકલ્પે વર્જિત છે તે કર્મ સર્વે રીતમાં. ગીતા શ્રવણ ૮

જ્ઞાનાગ્નિએ જે કર્મને બાળે તે પંડિત વિદ્વાન,
કર્મને વિષે પ્રવર્ત માનજે, તેતો નિરાભિમાન. ગીતા શ્રવણ ૯

કર્મ કરે ઇશ્વરને અર્પણ, કહીએ તે બુદ્ધિવાન,
અકર્મજ તેને વળી કહીએ, પ્રામજ જેનેજ્ઞાન. ગીતા શ્રવણ ૧૦

ચિત્ત શુદ્ધિએ તત્વ વિચારે કર્મ કરેછે જેહ,
તેને કર્મ લેપાય નહી જરી, સર્વે વિચરે તેહ. ગીતા શ્રવણ ૧૧

જ્ઞાનાગ્નિ પ્રકટ થાય છે ચિત્તમાં જેને અપાર,
કર્મનું બંધન થાય ન તેને નક્કી કહું આવાર. ગીતા શ્રવણ ૧૨

---

### પદ.

તમે અહી રહો રામ રસીયા એ રાગ.

પ્રભુ કરૂણામય ભગવાન સહુ ધરે નિરંતર ધ્યાનરે. પ્રભુ. ટેક
જ્ઞાન તણો ઉપદેશ કરે હરિ, પાર્થ શ્રવણ કરેછે નિદાનરે. પ્રભુ ૧
મુજ તુજ જન્મ અનેક થયાછે, તે હું જાણું છું સત્યજ માન્યરે. પ્રભુ ૨
આતમમાયાએ હું અવતાર લેઉછું, સર્વે ધરેછે મારૂ ધ્યાનરે. પ્રભુ ૩
ધર્મ તણી ક્ષીણુતા થાય જ્યારે, તન હું ધારણ કરૂં જાણુરે. પ્રભુ ૪
ઉત્પતિ ચારે વર્ણની મેં કીધી, જાણજે પાર્થ ગુણવાનરે. પ્રભુ ૫
મારો બંધુ ને ભક્તતું મારો તેથી કરૂં હું તુંને જ્ઞાનરે. પ્રભુ ૬
સર્વે તજીને જો ભજીશ મુજને, થઈશ તું સુખવાનરે. પ્રભુ ૭

---

### કડવું ૩. લાવણી.

ખબર નહિ આ યુગમેં તનકી એ રાગ.

સુણો સહુ પ્રિત કરી પ્રાણી
ભગવદ ગીતા પઠન કરો હરિ નામ હૃદય આણી. ટેક
અર્જુન પ્રતિ કૃષ્ણ વદેછે ચિત્ત વિષે ધરજો,
જ્ઞાન માર્ગને ગ્રહણ કરીને ભક્તિ સહુ કરજો. સુણો ૧

યથા લોભ સંતોષીને જે સદન વિષે રહેછે,
અળગો થાયતે દુષ્ટ સંગથી જ્ઞાનિ તેને કેહેછે. સુણો ૨

કામ, ક્રોધે લેપાય નહિ જે આ ભવ સંસારે,
ત્રિગુણ થકી અળગો જે રહેશે, તરસે ભવપાર. સુણો ૩

તત્પદ, ત્વંપદ અભેદ બુદ્ધિએ એકરૂપ જાણે,

વળી પરમાત્માના સ્વરૂપને હ્રદય વિષે આણે. સુણો ૪

ગુરૂશેવાથી તત્વ જ્ઞાનને પ્રિતે પ્રાપ્ત કરવું,
ઇશ્વરમાં મન રાખીને અતિ ધ્યાન તેનું ધરવું. સુણો ૫

કામ, ક્રોધથી, મુક્ત બનીને જ્ઞાનમાં ચિત્ત રાખો,
વિષય વાસના મોહ જાલને ભસ્મ કરિ નાખો. સુણો ૬

કાષ્ટાદિક થાય ભસ્મભૂત બહુ પાવકની ઝાળે,
તેમ જ્ઞાન રૂપ વન્હિતે સહુ કર્મનેજ બાળે. સુણો ૭

જ્ઞાન સરખુ નથી અવર પવિત્ર આ, જગમાં જાણો,
નથી 'હું' કર્તા એમ વિચારની બુદ્ધિ ઉર આણો સુણો ૮

કર્મ, જ્ઞાન રૂપી ખડગોથી છેદવું તે અત્રે,
યુદ્ધ કરવા તૈયાર થવું અર્જુન તારે અત્રે. સુણો ૯

બળે પવન પાવકનો પ્રેર્યો પરજળેછે જંતુ,
કોટી યોજન બાળે નવ ખંડે જગમાંહી ભમતું. સુણો ૧૦

તેને પીંડતો પાપ ન લેપે, સર્વત્ર કાળે,
જ્ઞાન, લક્ષણ, હુતાશન તે કામ ક્રોધનેજ બાળે. સુણો ૧૧

જ્ઞાન સરખુ પાવન નથી નિહાલો વેદ પુરાણું,
મહિમા મોટો જ્ઞાન તણોછે નિશ્ચે થાશે કલ્યાણ. સુણો ૧૨

ચૌદ લોક તેને વશ થાય, જ્ઞાનના અભ્યાશે,
આત્મામાં આત્મા દેખેને સ્થિર બુદ્ધિ થાશે. સુણો ૧૩

જ્ઞાન દીપક જાગ્રત થએ, સંશય સર્વે છુટે,
જ્ઞાન ઉરમાં પ્રકટ થએથી બંધન સહુ તુટે. સુણો ૧૪

દાન, વ્રત, ને તપ થકી નવ ચિત્ત સુદ્ધિ થાય,

જ્ઞાન પ્રાપ્ત ઉર થયું નથી, સર્વત્ર વ્યર્થ જાય. સુણો ૧૫
કર્મ યોગ નિષ્કામ પ્રાપ્ત પ્રાણીને જો થાય,
ઈશ્વરાર્પણ કર્મ કરેથી પાપ તેનાં જાય, સુણો ૧૬
ત્યારે સર્વે પ્રાણીઓજ તે જ્ઞાન માર્ગે જાય,
ચિત્ત શુદ્ધિએ જ્ઞાન તત્વથી પાવન તે થાય. સુણો ૧૭
માટે હે! અર્જુન મનતું કર તે વિચાર,
કર્મે કર્મ તણોજ થાય છે નિશ્ચય નિવાર. સુણો ૧૮
યોગશાસ્ત્રને બ્રહ્મ વિદ્યાયનો સાર આ કે'વાય,
પુર્ણ થયો છે જ્ઞાન યોગનો ચતુર્થોજધ્યાય. સુણો ૧૯
પઠન કરેજે ભાવ થકી આ ગીતાનો સાર,
જ્ઞાન પ્રાપ્ત તેનેતો થાશે કહુછું આવાર. સુણો ૨૦

**तस्मादज्ञानसं भूतंहृत्स्थंज्ञानासिनात्मन ॥७॥**
**छित्त्वैनंसंशयंयोगमातिष्ठोत्तिष्ठ भारत ॥**

# અધ્યાય ૫.

सन्यासं कर्मणांकृष्णपुनर्योगंचशंससि ॥
यच्छ्रेयएतयोरेकंतन्मेब्रूहिसुनिश्चितम् ॥

## ગરબી.

ત્યાંહી માનવા મંગળ ગાય રે રાગ. વિવાહનો.

કહે અર્જુન પ્રભુને આ વાર રે, ઉત્તર આપે શ્રી વિશ્વાધારરે.
યોગ કરવાને કર્મનો ત્યાગરે, બેઉમાં કલ્યાણરૂપી કયો ભાગરે.
એક નિશ્ચયવાળુ કહો મુજનેરે, હું તો અર્જ કરૂં છું તુંજનેરે.
પ્રેમે વદતા અત્રે ભગવાનરે, અર્જુન શ્રવણ કરે રાખી ધ્યાનરે.
અર્જુન કર્મ તણો જે નાશરે, વળી યોગ પ્રેમે જે અભ્યાસરે.
બેઉ માર્ગ સત્ય કરી જાણરે, અનુભવ પદ હોય નિર્વાણરે.
નિશ્ચય સત્ય કહું છું આવાર રે, લક્ષમાં રાખજે નિર્ધારરે.
દ્વેષની ઇચ્છા કદી નવ કરીએરે, અદ્વિતબુદ્ધિથી સદા આચરીએરે.
તે સંન્યાસ યોગી કહેવાયરે, વિભુતી યોગ વીના નવ થાયરે.
અર્જુન તે સાચો ભક્ત પ્રમાણરે, તત્વજ્ઞાન જેણે જાણ્યું તે જાણરે.
પાર્થ સાંભળજે રાખી ધ્યાનરે તુને ઉત્તમ કહું છું જ્ઞાન રે.
શુભ કાર્ય કરે સુતાં રમતાંરે, ચાલતાંને બેઠાં વળી જમતાંરે.
જોતાં બોલતાં ને વળી ઉંઘતાંરે, સ્પર્શ કર્તાં ને સુગંધ લેતાંરે.
પ્રાણીઓ કર્મ કરે છે જેહરે, હું કર્તા નથી એમ માને જેહરે.
બ્રહ્મ વિષે રાખીને આધારરે, અભિલાસ તજી કર્મ કરનારરે.

પાપ થકી લિપ્ત થાય તેહરે, સત્ય માનજે કહું છું હું જેહરે.
જેમ જળમાં કમળ ઉદાસરે, તેમ જ્ઞાનીને કર્મનોં નિરાશરે.
મોટા યોગેશ્વરો છે જેહરે, કર્મ અકર્મ કરે છે તેહરે.
તેના આત્માની શુદ્ધિને કાજરે, કર્મ કરે પણ ફળનો કરે ત્યાગરે.
અર્જુન તેને કહીએ મહાનંતરે, તદપી મોહ ન છોડે ભ્રાંતરે.
મોહ અજ્ઞાને ઢાંક્યું છે જ્ઞાનરે જેમ વાદળમાં દિનકર જાણુરે.
જેને જન્મમર્ણ તણી ન ભ્રમણાયરે, વ્યાપક રામ નિરંતર જણાયરે.
અર્જુન તેને યોગેશ્વર જાણુરે, સત્ય બ્રહ્મ પામે મમ વાણુરે.
જેણે ઇંદ્રિયો રાખી છે વશરે, સર્વ કર્મ ટાળે તેને હમેશરે.
જેણે ઇશ્વરમાં રાખ્યું છે મનરે, મોટો આશ્રય હરિનો લે જનરે.
જ્ઞાને પામ્યાં છે પાપ જેનાં નાશરે, તેને જન્મ મર્ણ નહી ખાસરે.
તેવા પ્રાણીઓ મોક્ષપદ પામેરે, સુખ શાન્તિમાં સર્વત્ર જામેરે.
પુર્વે વશીષ્ટ આદિ ઋષિ જેહરે, વેદ રહિત કર્મજ કર્તા તેહરે.
જ્ઞાન દ્દષ્ટિ અભ્યંતર રામરે, બ્રહ્મ આકારે તે કર્તા સહુ કામરે.
આત્માજીત એવા ઋષિઓ જેહરે, સત્ય બ્રહ્મને પામે છે તેહરે.
કામ ક્રોધરહિત સંન્યાસી જેહરે, જિત ચિત્ત જાણ્યો આત્મા તેહરે.
તેનો દેહ નાશ પામે તે વેળાયરે, બ્રહ્મમાં તે દેહ લીન થાયરે.
જેને જ્ઞાન અંતર માંહી થાયરે, મોક્ષપદમાં તે નિશ્ચે જાયરે.
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાયરે, કર્મ નાશ પંચમો અધ્યાયરે.

## પદ કડવું ૨.

દીનનો દયાલ છોડી શરણે કોને જાઉ. એ રાગ.

પ્રભુ દયાળ વિશ્વનાથ, જગત તાત જાણો. (૨)
પ્રેમે પ્રાર્થનાને કરી હૃદય વિશે આણો. પ્રભુ ટેક.
અંતરમાં સુખ જેને અંતરમાં જ્યોતિ જેને,
અંતરમાં વિશ્રાંતિ, તે તો બ્રહ્મરૂપ જાણો. પ્રભુ ૧
ક્ષીણ થયાં પાપ જેનાં, ચિત્ત, મન જેણે વશ કીધાં,
બ્રહ્મ નિર્વાણને તે પામે, અંતરમાંહી આણો. પ્રભુ ૨
ઉદાન, અપાન, સમાન, પ્રાણ, જ્ઞાન ચિત્તમાંહી આણ,
જીવનમુક્ત તેજ પ્રાણી, સત્ય છે પ્રમાણો. પ્રભુ ૩
સર્વ પ્રાણીનો હું કર્તા વળી સૃષ્ટિ સમસ્ત ભર્તા,
એમ જાણ ચિત, મોક્ષ પામીશ, તે એધાણો. પ્રભુ ૪

---

**भोक्तारंयज्ञतपसांसर्वलोकमहेश्वरम् ॥**
**सुहृदंसर्वभूतानांज्ञात्वामांशांतिमृच्छति ॥**

## ગીતિ–ભાવાર્થ.

સહુ પ્રાણીને મિત્રબંધુ સર્વ લોકનો ઇશ્વર મુને જાણે,
વળી ભોકતા યજ્ઞ તપનો એવો મુને જાણે તે મોક્ષ પામે.

# અધ્યાય ૬.

---

## ગરબી.

**अनाश्रितः कर्मफलंकार्यकर्म करोतियः**
**ससन्यासीचयोगीचनानिरग्निर्नचाक्रियः**

## ગરબી ( રાગ વણઝારાનો. )

અર્જુન ગીતા તણો છે સાર શ્રવણ કરોને સહુ નરનાર,
અર્જુન વેદ રહિત જે કર્મ, વાદ કરેને લોપે ધર્મરે.
તેને મોક્ષ નહી નિર્ધાર, શ્રવણ કરોને સહુ નરનાર.
યોગ પામવા ઇચ્છે ધર્મ, વેદોક્ત શુભ કરવાં કર્મરે;
જ્ઞાન યોગે કરીને અપાર શ્રવણ કરોને ૧

મોક્ષ ભોગથી ઇચ્છે જેહ, ક્ષમા ખડ્ગ શુભ કારણ તેહરે.
કર્મ વિષે આશક્ત ન થનાર શ્રવણ કરોને ૨

એવા જ્ઞાનિઓ તે સંન્યાસ, ઇંદ્રિજીત સંસાર ઉદાસરે,
ખરો પાળવો એ આચાર શ્રવણ કરોને ૩

જેને છે શત્રુ મીત્ર સમાન, સુવર્ણ લોહ કાષ્ટ સમાનરે,
સર્વ સમાન્તર માનનાર શ્રવણ કરોને ૪

એવા યોગીયો હોય છે જેહ, પાપ પૂન્યથી અળગા તેહરે,
કર્મ યોગથી જ્ઞાન પામનાર શ્રવણ કરોને ૫

પવિત્ર થઈ કરે દ્રઢ જે આસન; એખાન એખન દ્રષ્ટિ માનેરે.
હૃદયમાંહી પ્રભુ માનનાર શ્રવણ કરોને ૬

મન ચંચળ ને નિશ્ચય કરીને, હૃદયમાંહી તે નિરખે હરિનેરે,
તે જન ઉતરે છે ભવપાર. શ્રવણ કરોને ૭

ધ્યાન દ્રષ્ટે અવિલોકે જેહ બ્રહ્મભૂતમાં જાણે તેહરે.
નિયમ માંહી ઇંદ્રિય રાખનાર. શ્રવણ કરોને ૮

અતિ અહારી અતિ નિંદ્રા જેને, ધ્યાન ધરી નવ જાણે તેનેરે.
યોગ દુઃખનાશક પ્રાપ્ત થનાર. શ્રવણ કરોને ૯
યોગાભ્યાસે નિરોધેલું ચિત્ત, દેહ શાન્ત થાય ભયભીત રે.
પોતા વિષે સંતોષ પામનાર. શ્રવણ કરોને ૧૦
યોગે અથવા ક્ષુધાતુર રહે છે બ્રહ્મતણી તે, મત નવ લહેરે,
ચંચળ મનને તે સ્થિર રાખનાર. શ્રવણ ૧૦

લઘુ અહારી લઘુ નિદ્રા કરે છે, આસન ધ્યાન જુગતેથી ધરેછેરે,
સહુ વિષયો તજી દેનાર. શ્રવણ ૧૧
એવા જ્ઞાનિયો હોય છે જેહ, મોક્ષ માર્ગને જાણે છે તેહરે,
ઉત્તમ સુખ તેને પ્રાપ્ત થનાર. શ્રવણ ૧૨

મનથી આત્માને વશ જે કરે છે, બીજું કંઇ ન ચિત્તે ધરેછેરે,
આત્મજ્ઞાન તે તો પામનાર. શ્રવણ ૧૩

વળી ચંચળ મન આ જણાય જ્યાં ત્યાં થકી તે ચળીને જાયરે,
તેને રોકી રાખવું અપાર. શ્રવણ ૧૪
મન બુદ્ધિ રસનાએ કરીને; પ્રયત્ન કર્તાં તે રહેશે ઠરીનેરે,
વૈરાગ્ય અભ્યાસ થકી તે થનાર શ્રવણ ૧૫

પછી મુજને તે સર્વે દેખો, સર્વ ભૂતમાંહી મુને દેખોરે,
સત્ય કહું છું હું આવાર. શ્રવણ ૧૬
સર્વાત્મા અને આત્મા સમાન, અભેદ બુદ્ધિએ જોવું જ્ઞાનરે.
જ્ઞાને કરીને મોક્ષ પામનાર. શ્રવણ ૧૭
સ્વામી કહો તમે સાચી વાત, મન નિગ્રે કરીયે સાક્ષાતરે,
તેવો કરૂં પ્રયત્ન અપાર. શ્રવણ ૧૮
ક્યમ જીતિયે ચંચળ મન ? બાંધ્યો શું રહે છે પવનરે,
શું કરીયે તેનો ઉપચાર. શ્રવણ ૧૯
સર્વે કયમ રહે ઇંદ્રિયો સ્થિર ? ડગતી અતિ બળવંત હે વીરરે,
તેનો નિગ્રહ શી રીતેરે થનાર ? શ્રવણ ૨૦
શ્રવણ કરશો હે જગક્ષાધાર હુ તો કહું છું આણીવારરે,
સંશય ટાળોને વિશ્વાધાર. શ્રવણ ૨૧
અર્જુન તું કહે છે તે સત્ય, મનતણી છે ચંચળ ગત્યરે,
તેને રોકી રાખવું નિર્ધાર. શ્રવણ ૨૨
તેને માટે કરવોં અભ્યાસ. વૈરાગ્ય યુક્તે જ્ઞાન પ્રકાશરે,
જીતો મન, ઇંદ્રિ તમે તે વાર. શ્રવણ ૨૩
વૈરાગ્યે કરી મન જીતાય, મન જીત્યે તે યોગી કેહેવાયરે,
યોગી ઉત્કૃષ્ટ ગતિ પામનાર. શ્રવણ ૨૪
સ્વામી કોઇ સન્યાશી થાય, ગ્રહસ્થ ધર્મ મૂકી વન જાય રે,
તેની શા રીતે ગતિજ થનાર ? શ્રવણ ૨૫
બ્રહ્મપદને તે પામશે નહી, તત્વજ્ઞાન જો ભાસ્યું નહીંરે,
તેના જીવતરને ધિક્કાર. શ્રવણ ૨૬

યોગ થકી જન ચળિયો જેહ, કોણ ગતિને પામે તેહરે,
લક્ષ ચોરાશીમાં ફરનાર. શ્રવણ ૨૭
હે ! અર્જુન એમ કહે હરિ આંહ્ય,યોગથી મનપાકુળી જેનીજ્યાંહ્યરે,
તે જન ઇંદ્રિયોને જીતનાર. શ્રવણ ૨૮
કામ્ય કર્મનો કીધો જેણે ત્યાગ, તેણે કરી પામે પુન્યનો ભાગરે,
જેથી નિશ્ચે તે જન તરનાર. શ્રવણ ૨૯
કેટલે કાળે તે જ્ઞાન ઉપજે છે, જ્ઞાન થકી જે મુજને ભજેછેરે,
તે જન જાય છે મોક્ષના દ્વાર. શ્રવણ ૩૦
અંતઃકરણે જે મુજને ભજે છે, યોગિ થઈ ને જે કર્મ તજેછેરે,
સર્વોપરિ જે શ્રેષ્ટ થનાર. શ્રવણ ૩૧
તેની દુર્ગતિ નહીરે થનાર, જે છે મમ ભક્તિ ઉર કરનારરે,
મુજમાં ચિત્ત જે છે રાખનાર. શ્રવણ ૩૨
માટે યોગી તું થા અર્જુન, મારી ભક્તિમાં રાખજે મનરે,
જ્ઞાનનિષ્ટ થાજે મમ યાર. શ્રવણ ૩૩
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાય શષ્ટમો થયો પુર્ણ અધ્યાયરે,
પઠન કરોને સહુ ધરી પ્યાર. શ્રવણ ૩૪

## ગીતિ.

સર્વ યોગીયોમાં જેહ, અંતઃકરણે મુજમાં છે જેનું મન,
શ્રદ્ધાથી મુજને જે ભજતા, સર્વોપરિ શ્રેષ્ટ માનું તેને ધન્ય.

**योगिनामपिसर्वेषांमद्गतेनांतरात्मना ॥**
**श्रद्धावान्भजतेयोमांसमेयुक्ततमोमतः ॥**

## અધ્યાય ૭.

---

**मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः**
**असंशयंसमग्रंमांयथाज्ञास्यसितच्छृणु ॥**

### ઠુમરી.

હમકું છોડ ચલે બીન માધુ એ રાગ.

અંતર્યામી દયાળુ પ્રભુજી, કરે અર્જુનને જ્ઞાનરે,
શ્રવણ કરેછે પાર્થ ભાવથી, ધરે નિરંતર ધ્યાનરે. અંતર્યામી. ટેક.

હે અર્જુન ? તે જીવન મુક્ત છે, મુજમાં જેનું છે મનરે,
ભાવ કરી મમ ભક્તિ જે કરશે તેને હું થાઉછું પ્રસન્નરે. અંતર્યામી. ૧

ઉત્તમ દ્રષ્ટેતે યોગાભ્યાશ એવો, શહસ્ત્રમાં એક મમ દાસરે,
એવા શહસ્ત્ર એકત્ર થાય પણ, મમ ગતિ વિરલો પામે ખાસરે અંતર્યામી. ૨

પવન, પાવક, ઉદક, ને અવની, મન, બુદ્ધિ, નભ, એક થાયરે,
અહંકાર મળી આઠ એ જાણો અષ્ટ પ્રકૃતીના ગુણ એ કે'વાયરે અંતર્યામી.૩

પ્રકૃતી ભેદથી યુગ ઉત્પન તેનો, મન અધીકારી થાયરે,
આ સવ જગતજ મુજથી થાય વળી, મુજમાં લય પામેને સમાયરેઅંતર્યામી.૪

મુજથી જગત આ જરી નથી અળગુ, જેમ સુત્રમાં પ્રોવ્યો છે હારરે,
આ યુગ રૂપી મણીકા કરીને એક, સુત્ર પ્રોવ્યો કીરતારરે અંતર્યામી. ૫

ઉદક વિષયનો રસજે કહીએ, કાંન્તિ રવી, શશીની જેહરે,
અવની મધ્યેજે સુગંધ કેહેવાય, ન થાય અળગો પાવક તેજથી તેહેરે અં. ૬

તાપસ વિના તપજે સત્યજ, સર્વ ભૂતમાં બીજની ગત્યરે,
બુદ્ધિવંતની બુદ્ધિજ જેહ, તેજવંતનું તેજ હું સત્યરે. અંતર્યામી. ૭
જલને વિષે રસ હું જાણજો, વેદ વિષે હું છું ૐ કારરે,
નરનું પુરૂષાર્થ ઉદ્યમ હું છું, આયુષ્ય પ્રાણીમાં હું નિર્ધારરે.અંતર્યામી.૮
તેજસ્વીઓનું તેજજે કહીએ, કામજે પ્રાણીઓને થાયરે,
સર્વે ચૈતન્ય શક્તિ મુજથી થાય વળી, અંત્તર સ્થાન કેહેવાયરે અંતર્યામી.૯
સર્વત્ર મારો વાસ રહયો છે, સર્વનો હું કરનારરે,
મારૂ, તારૂ ત્યાગ કરીને ભજોને વિશ્વાધારરે. અંતર્યામી. ૧૦

---

## ગરબી. કડવું ૨

ભજો ભાવથી અખંડ જપમાળારે એ રાગ.

કહે અર્જુનને ભગવાનરે, પાર્થ સુણો નિજ રાખીને ધ્યાનરે,
સહુથી અળગો હું નથીજ લગારરે, તુને કહું છું તે આણીવારરે,
ત્રિગુણ પુરૂષને આજ્ઞા દેઇનેરે, કર્મ કરાવું હૂં અળગો થઇનેરે,
મુને જાણે જે ત્રિગુણાતીતરે, થાય અળગો દુષ્ટ સંગથી ખચીતરે.
ચતુર્વિધા ભક્તિ છે તેહરે શ્રદ્ધાએ આરાધે જેહરે.
એક ભાવેજે મુજને સેવેરે, ન ઇચ્છે બીજો જાણવા એવરે.
ત્રિજો કામના બુદ્ધિએ ધાયરે, ચોથો તેજ જ્ઞાનિ કેહેવાયરે.
એવા જ્ઞાનિજે સહુ તે વારરે મુજને પામે છે તે નિર્ધારરે.
જ્ઞાનિ તે મુજ આત્મા જાણુંરે, આત્મસ્વરૂપ મારૂ પ્રમાણુંરે.
જ્ઞાનિ સદ્ગતિ સમજે મુજનેરે, મુજને વળગી રહે કહુ તુજનેરે.
અતિ જન્મ અંતે જ્ઞાનવાનરે, સર્વે ચરાચર જાણે ભગવાનરે,

એવું સમજી મુજને ભજે જેહરે, સત્ય મહાત્માસુ દુર્લભ તેહરે,
સત્વ ગુણી કામના એ જે જનરે, મુજને ભજે જે રાખીને મનરે.
તેની કામના પ્રાપ્ત થતી જાયરે, ક્રમે કરીને મુક્તિ તેની થાયરે.
મુજને ભજનારા મુજને મલેછેરે, જન્મ મૃત્યુથી નિશ્ચે રહેછેરે.
અધ્યાત્મ જ્ઞાનથી સહુ જાણેરે, આત્મા દેહથી જુદો મન આણેરે.
જ્ઞાનિને હું છું વલ્લભ આંહીરે, મુજને વલ્લભ જ્ઞાનિછે જ્યાંહીરે.
મુજ ભકતો ધારે જે કામરે, તેવું સ્વરૂપ ધરૂ હું તે ઠામરે.
મુઢ હોય તે મુજને નવ જાણેરે, અહંકાર તેના મનમાં આણેરે,
અગમ નિગમ અને વર્તમાનરે, અગમ ગતિ નહી કોઈ સમાનરે,
હું જાણું પણ તે નવ લહેરે, જેમ મહીષીપયનો ભાર વહેરે.
મારૂ ભજન કર્તાં પાપ જાયરે, મુને ભજે તે મુજમાં સમાયરે.
જન્મ મર્ણથી છુટવાને સારૂરે, ધરે યત્ન થકી આશ્રય મારૂરે.
નિશ્ચે બ્રહ્મને જાણેછે જેહરે સંપુર્ણ કર્મ જાણેછે તેહરે.
અધિભૂત અધિ દૈવતથી જાણેરે, અંતે પરમાત્મામાં ચિત્ત આણેરે.
મર્ણ સમયમાં એક ચિત્ત રાખીરે, જાણે ઇશ્વરને મનમાં ભાખીરે.
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાયરે, જ્ઞાન પ્રસસ્ત સપ્તમો ધ્યાયરે.

ગીતિ.

॥ साधिभूताधिदैवं मां साधियज्ञंच येविदुः ॥
॥ प्रयाणकालेपि च मां तेविदुर्युक्तचेतसेः ॥

ગીતી ભાવાર્થ.

અધિદૈવત અધિભૂત, અધિયજ્ઞ સહિત એવો મુનેમન આણે.
મરણ સમય એક ચિત્ત થઇ, નક્કી પરમાત્માને તે જાણે.

# અધ્યાય ૮.

---

किंतद्ब्रह्म किमध्यात्मं किंकर्मपुरुषोत्तम ॥
आविभूतंच किं प्रोक्तमाधिदैवं किमुच्यते ॥ १ ॥

## ગરબી.

( ટેક નીભાવો મોરી માય--અંબે ટેક નિભાવો એ રાગ. )
સુંદર ભગવદ્દગીતાનો છે સાર અર્જુનપ્રતિ વદતા મુરારી,
પાર્થ શ્રવણુ કરે ધરી પ્યાર મલ્યા તેને કુંજવિહારી.

**સાખી.** અર્જુન કહે છે પ્રેમથી કૃષ્ણને તેણીવાર,
અધ્યાતમબ્રહ્મ અધિ દૈવતે કોને કેહેવાય જગદાધાર.

અર્જુન પ્રતિ વદતા મુરારી.

**સાખી.** વળી અધિ ભક્તિનો ધર્મ જે તેનો ભાગો ભર્મ,
મર્ણુ સમય જીતેંદ્રિય કેવે પ્રકારે જણાય કહો મર્મ ? અર્જુન. ૧

**સાખી.** પ્રભુજી વદતા તે સમે સાંભળ અર્જુન રાય,
પ્રણુવ અભ્યાસે થાય છે બ્રહ્મજ્ઞાન અધ્યાતમ કહેવાય. અર્જુન. ૨

**સાખી.** જપ, તપ, યોગ, દાન કર્મ એવો જે આચરે ધર્મ,
મમ ધ્યાન ધરે જ્ઞાન યોગથી અધિદૈવત કહીએ પર્મ. અર્જુન. ૩

**સાખી.** અધિભૂત, અધિદૈવત વળી અધિયજ્ઞ હું જાણુ,
સર્વ દેહધારી વિષે, સર્વ યજ્ઞ વિષે હું પ્રમાણુ. અર્જુન. ૪

**સાખી.** મારૂજ સ્મર્ણ કરતોજ જેહ, મર્ણ સમય જે વાર,
નિજ કલેવર તજી દઇને મારા રૂપને પામે નિર્ધાર. અર્જુન. ૫

**સાખી.** હે કૌંતેય ! તુજને કહું આ કલેવરની વાત;
અંતે કલેવર છોડતાં ચિંતવેલા દેવ પામે સાક્ષાત. અર્જુન. ૬

**સાખી.** જે જે દેવને સંભારતો છોડે કલેવર જેહ,
તે તે દેવને પામે છે જેનામાં ભાવ હોય છે તેહ. અર્જુન. ૭

**સાખી.** સગુણ ઇશ્વરને સ્મરતો રહી યુદ્ધ કર હે અર્જુન,
મારે વિષે મન બુદ્ધિ અર્પેલી, એવો મુને તું પામીશ રાજન.
અર્જુન. ૮

**સાખી.** મર્ણ સમય આ જીવને અભ્યાસનું બળ નવ હોય,
પૂર્વની વાસના હોય છે વળી પરવશ અંતઃકરણ હોય. અર્જુન. ૯

**સાખી.** સ્મર્ણ થઇ જાય જે પદાર્થનું જીવ તેમાં તે જાય;
તેને તે તે પદાર્થની પછી તુર્ત પ્રાપ્તિ તેની થાય. અર્જુન.૧૦

**સાખી.** પ્રેમ યુક્ત થઈ મુજને ભજે, મર્ણ સમયે જે વાર;
એક ચિત્તે મુને હૃદય ધરે, દિવ્ય દેહ પામે પુરૂષ તે વાર.અર્જુન. ૧૧

**સાખી.** અભ્યાસ યોગે મન વશ કરે, મન વશથી સહુ વશ જાણ;
બ્રહ્મલોકથી પતન તુ જાણજે મમ પદ અવિચળ છે પ્રમાણ.
અર્જુન. ૧૨

**સાખી.** બે શહસ્ત્ર દિવસ, યુગ રાતદિન, એ આગળ બીજા કોણ માત્ર;
એણે લેખે વરસ ગણાય છે, વરસ સોં બ્રહ્માનારે સુપાત્ર.અર્જુન.૧૩

**સાખી.** સહસ્ત્ર યુગ લગી એક દિન છે, વિરંચીનો તું જાણ:
સહસ્ત્ર યુગની રેન છે, એવું જન જાણનારા એધાણ. અર્જુન.૧૪

**સાખી.** અપ્રગટ અક્ષર જેને કહ્યો તે પરમ ગતિ કેહેવાય,
જે ભાવ પામી ફરી જન્મે નહી મમ પરમ ધામમાં તે જાયે.
અર્જુન. ૧૫

**સાખી.** કૃષ્ણ શુકલ એ પક્ષ ગણાય છે ઉત્તરાયન દક્ષણાયન થાય,
અથવા મર્ણ કાશી, કટકમાં તેને જન્મમર્ણ નવ થાય.
અર્જુન. ૧૬

**સાખી.** જ્યાં ત્યાં દેહ તે મુકશે, મમ પદ પામે તત્કાળ;
મુને સ્મરતાં દેહ તજી જાય છે તેની તુર્ત હું લેઉં સંભાળ.
અર્જુન. ૧૭

**સાખી.** ૐ એક અક્ષરનું નામ છે બ્રહ્મનું ઉચારણ જેહ,
હૃદય વિષે જે રાખશે પરમ ગતિને પામશે તેહ. અર્જુન. ૧૮

**સાખી.** બીજે ચિત્ત ન રાખતાં પ્રતિદિન ધરે મમ ધ્યાન,
અનાયાશે મળુ તેહને, મોક્ષ આપું તેને નિદાન. અર્જુન. ૧૯

**સાખી.** શુક્લપક્ષ, જ્યોતિ દિન વન્હિતે ખટ માસ ઉતરાયન.
બ્રહ્મપદ મુક્તિને પામે છે, એ માર્ગે કરનાર પ્રયાણ. અર્જુન. ૨૦

**સાખી.** કૃષ્ણપક્ષ, ધૂમ, રાત્રિ જે દક્ષિણાયન ખટ માસ,
એ માર્ગે પ્રયાણ કરનાર તે, ચંદ્ર જ્યોતિ પામીને આવે પાસ.
અર્જુન. ૨૧

**સાખી.** યોગ યુક્ત થા અર્જુન તું થાશે સદા કલ્યાણ,
એ માર્ગ જાણીને યોગી કો, મોહ પામે નહીં એ પ્રમાણ.
અર્જુન. ૨૨

**સાખી.** વેદ, યજ્ઞ, તપ, દાનને, પુણ્ય ફલ દાખવ્યું જેહ,
કામના રહિત થૈ સહુ જાણીને યોગી પરમ સ્થાન પામે તેહ.
અર્જુન. ૨૩

**સાખી.** યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાયનો, અક્ષર યોગ અષ્ટમોધ્યાય,
ગાય શીખેને સાંભળે તેની તુર્તજ મુક્તિરે થાય. અર્જુન. ૨૪

**वेदेषु यज्ञेषु तपः सुचैवदानेषु यत्पुण्यफलं प्रादिष्टम् ।**
**अत्येति तत्सर्वमिदं विदित्वा योगीपरंस्थान मुपैतिचाद्यम् ॥**

## અધ્યાય ૯.

---

**इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्य न सूयवे ॥**
**ज्ञानं विज्ञान सहितं यज्ज्ञात्वा मोक्षसेऽशुभात् ॥**

### ગીતિ.

અત્યંત ગુહ્ય જે જ્ઞાન, અર્જુન ! તુજને કહીશ આવાર:
જે જાણીને હે પાર્થ, તુર્ત કરીશ તું મુક્ત આ સંસાર.

### ગરબી.

કુંવરીએ કુળ વગોવ્યું એ રાશીરે કીધુરે એ રાગ.

અહી વદતા અંતર્યામીરે સુણજે ભાવ કરી.
શાસ્ત્ર ભણીને લેવો જે બોધ, સાક્ષાત જ્ઞાનતું શોધરે. સુણજો
શ્રદ્ધા રહિતજ પુરૂષો કે'વાય, તે અનેક યોનિમાં જાયરે સુણજો
મુજને પામે નહી તે જન, તું નક્કી રાખજે મનરે, સુણજો
મુજથી વ્યાપ્યુ છે સર્વત્ર આ જગત, સહુ રહ્યું છે મુજમાં ફક્તરે. સુણજો
સર્વ ભુતો વિષે છે મારો વાસ, થયુ મુજથી જગત પ્રકાશરે સુણજો
સહુને ધારણ હું કરનારો, સર્વે માંહી રેહેનારોરે સુણજો
નિત્ય વાયુ જેમ આકાશે ફેલાય તેમ મુજમાં સર્વે સમાયરે સુણજો
પ્રલય કાળે આ સર્વ ભુત કેવાય, મુજ પ્રકૃતિમાં લિન થાયરે સુણજો
ભક્તના રક્ષણ અર્થે હુતોજ ફરૂછું, વળી મનુષ્ય દેહ ધરૂછુંરે સુણજો
મારૂ પરમ ઐશ્વર્ય કે'વાય, કોઇ જાણે નહી જરાયરે સુણજો
કોઇ ઓળખતું નથી જરી, મુજને તે સત્ય કહુંછું તુજનેરે સુણજો

## કડવું ૨ ગરબી.

### મોમેરાનો રાગ

અર્જુનને કહે શ્રી ભગવાનરે, પ્રભુ કરેછે તેને જ્ઞાનરે;
હે ? અર્જુન હું કહું છું આજરે, ગુહ્ય રથમાં જ્ઞાનછે ખાસરે;
તેનો માર્ગ જાણે જેવારરે, મોહ, અજ્ઞાનથી તરનારરે;
શ્રદ્ધા વિના કર્મ જે કર્તારે, લોકમાંહી દંભીક આચર્તારે,
મીથ્યાવાદ કરે જન જેહરે, મમપદ નહી પામે તેહરે;
જેમ વ્યોમમાં વાયુ સમાયરે, વાયુમાં ન આકાશ સમાયરે.
મારો સર્વ ભૂતમાં છે વાસરે, હું સર્વેથી રહું ન્યારો ખાસરે.
શ્રદ્ધા રહિત પુરૂષો જેહરે, નવ પામે તે મમ પદ તેહરે;
મૃત્યુરૂપી છે આ સંસારરે, જાવ, આવ, કરે નિર્ધારરે;
હું મુજ તન કરીને ધારણરે, કરૂં મનુષ્ય સરખું આચરણરે.
મુને ઓળખે નહિ અજ્ઞાનરે, જાણે મનમાં તે નિજ સમાનરે.
યોગ જ્ઞાનને જપ, તપ, કરીનેરે, શ્રદ્ધાએ પદ પામે હરિનેરે;
યોગ, યજ્ઞ, ફળ સર્વે જે હરે, ઔષધ, મંત્ર પાવક હું તેહરે,
સુર્યરૂપે તપું છું જેહરે, કાન્તી કારણ હું માં છે તેહરે;
જગતનો માત–તાત તે હું છું રે, પિતામહ યજ્ઞ, હુંછું તે કહુંછુંરે,
સામ, ઋગ, યજુર્વેદ હું જાણરે, પવિત્ર ૐકાર હું છું પ્રમાણરે;
પોષક, સ્વામી, સાક્ષી, ભોગ સ્થાનરે, રક્ષક હિતુ, ઉત્પતિ, લય સ્થાનરે.
અમૃત, મૃત્યુને, સત્ અસતરે, સર્વત્ર રહું છું હું વિરક્તરે;
ગતિ પામવા કેરોઠા મરે, હું રહું છું ત્યાં થઇ નિશ્કામરે,
ત્રિગુણાતિત બુદ્ધિ એ ધાયરે, તેહ તણો સાંભળ મહિમાયરે;
રાજસ ભાવે જે જન ભજેછેરે, સ્વર્ગીય હોય તે ફળને તજે છેરે.

તામસ બુદ્ધિએ જે જે ધ્યાયરે, તેણે પુન્યેથી દૈત્યજ થાયરે;
સાત્વીક ભાવે ભજે નર જેહરે, મમપદને પામેછે તેહરે;
હે! અર્જુન જે ભાવે કરીનેરે, પત્ર પુષ્પ અર્પે પ્રેમ ધરીનેરે.
શ્રદ્ધા કરીને જે સેવેછે મુજનેરે, સેવક મારો ગણું કહું તુજનેરે;
યજ્ઞ દાન કર્મ જે કરેછેરે, હોમ જપ, તપ, મુખમાં ધરછેરે;
મુજને અર્પિને અળગો થાયરે, પાપ પુન્યથી નહી તે લેપાયરે;
અધર્મ થકો જે મુજને ધાયરે, એક નારી બીજો શુદ્ર કેહેવાયરે,
વળિ અનેક જાતિ ચાંડાલરે મારૂં પદ તે પામે નિર્ધારરે.
જો, બ્રહ્મ, ક્ષત્રી, વૈશ શેવે મુજને, મુને નિશ્ચે પામે કહુ તુજનેરે;
સર્વ કર્મ મુજને અર્પી શરે, જીવ ન્મુકત તું મુને પામીશરે;
સર્વે ઠેકાણે મારોછે વાસરે, હે? અર્જુન હું કહું તુને ખાસરે
જે કોઇ હોય અત્યંત દુરાચારીરે, ભજે અભેદ બુદ્ધિએ મુરારીરે,
તે જન નિશ્ચય શાધુ મનાયરે, સ્વધર્મે ચિત્ત જલદીતે થાયરે;
મન મુજમાં રાખી કર નમસ્કારરે, ભક્તથઇને થા મુને પૂજનારરે.
એક આશ્રય મારો ધરીનેરે, શેવો અંતઃકરણે ભાવ કરીનેરે,
આવી રીતે અર્જુન વર્તીશરે, કહુછું નિશ્ચે તું મુજને પામીશરે;
સુખ રહિત ક્ષણિક મનુષ્ય દેહેરે પામીને મુને ભજ કહું તેહરે;
પામીશ ઉત્તમ ગતિનુ જાણરે નક્કી જાણજે સત્યજ વાણરે;
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાયરે, રાજ વર્ણન નવમો અધ્યાયરે,

**मन्मनाभ व मद्भक्तो मद्याजीमां नमस्कुरु ॥**
**मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥**

# અધ્યાય ૧૦

भूय एव महाबाहो शृणुमे परमंवचः॥
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया॥

## ગીતી.

મમ વચન સાંભળજે તુજ હિત અર્થે કહુંછું હે પાર્થ.
સંતોષતું પામનાર, સરસે જેથી તુજ સર્વે સ્વાર્થ.

## ગરબી.

ભજો ભાવથી અખંડ જપમાળારે. એ રાગ.

અર્જુન પ્રતિવદે ભગવાનરે પાર્થ શ્રવણુ કરે ધરી ધ્યાનરે;
હે અર્જુન તું માનજે સત્યરે, દેવ ઋષિ મારી જાણે ન ગત્યરે.
બ્રહ્માદિક આદિ ઋષિઓ જેહરે, મુને જાણે નહી સહુ તેહરે,
અર્જુન કહે સ્વામિ વિશ્વાધારરે, એવા મુનિ તે નવ લહે પારરે;
તમે જગતની આદેરે સત્યરે નહી જાણે તે આપની ગતરે,
આપ પરબ્રહ્મ પવિત્ર દેવરે, સર્વ વ્યાપિ પ્રકાશી છો દેવરે,
દિવ્ય વિભૂતિ આપનીરે જેહરે. પ્રભુ શ્રવણ કરાવોને તેહરે,
સ્વામી તારી વિભૂતિ છે જેહરે, કોણુ વિધે હું જાણું તેહરે;
હે? અર્જુન તું ભક્તજ મારોરે, તે માટે કહું મારા વિચારોરે,
સાંભળ યોગ વિભૂતિરે કહુંછુંરે, વિષ્ણુરૂપે હું સુરમાં રહુંછુંરે,
તેજ માંહ્ય રવીરૂપે જેહરે, મારૂત માંહ્ય મરીચી તેહરે;

નક્ષત્રોમાં ચંદ્ર તેજ હું છું રે, વ્યાપિક કરીને જાણે જે કહુંછુંરે,
વેદ માંહ્યજ હું છું પ્રમાણરે, મારા ભક્તથી અળગો ન જાણરે,
દેવ માંહ્ય ઇંદ્રાદિક રાયરે, મૂળ સિંચતાં દ્રમ સિંચાયરે;
સર્વે ઇંદ્રિ મધ્યે જે મનરે, સર્વ ભૂતમાંહી ચૈતન્યરે,
રૂદ્રમાંહી શંકર છે જેહરે રાક્ષસ માંહી વિભિષણ તેહરે,
પશુ માંહી વ્યાપિક હું જાણરે, પર્વત મધ્યે મેરૂરે પ્રમાણરે;
પ્રોહિત માંહી ઋષિ બ્રહસ્પતીરે, સ્વામિ કાર્તિક સૈન્યાપતિરે;
જળ આશ્રમમાં સાગર જેહરે, ઋષિમાંહી ભૃગુ કહીએ તેહરે,
અક્ષરની માંહ્ય પ્રણવ ૐકારરે, યજ્ઞમાંહી જે જપ, તપ સારરે,
સ્થાવરમાં હિમાચળગિરિ જેહરે, વૃક્ષમાંહી "કલ્પતરૂ" તેહરે,
દેવ ઋષિમાં નારદ હુંયરે, વ્યાપિક કરીને તે જાણજે તુંયરે,
ગાંધર્વમાં ચિત્રસેન જેહરે, સિદ્ધમાં કપીલ હું તેહરે;
વૈષ્ણવમાં શુકદેવ કેવાયરે, અશ્વ મધે તેં ઉચ્ચીશ્રવાયરે,
હસ્તીમાંહી ઐરાવત કહીયેરે, નરાધિપ નર માંહે લેઇએરે,
આયુદ્ધ મધ્યે વજ્ર હું જાણરે, કામદુર્ગા ધેનુમાં પ્રમાણરે,
નાગમાંહી શેષ અવતારરે, જળપતિ મધ્યે વરૂણ વિચારરે,
પિતૃગણમાં અર્યમા જાણેરે દૈત્યમાંહ્ય પ્રહલાદ પ્રમાણરે,
બીજમાંહ્ય કંદર્પ જેહરે, સર્પમાંહી વાસુકી હું તેહરે,
રામચંદ્રને વરણ્યાવળીરે, તિર્થમાંહી જાણો જાન્હવીરે,
વિદ્યામાંહી અધ્યાત્મ છે જેહરે, હું, કર્તા હર્તા સર્વે તેહરે;
સતિ મધ્યે સિતા સતિ નારરે, જેનો પ્રથમ કહું વિસ્તારરે,

સિતા લક્ષ્મી સરસ્વતિ જેહરે, કુંતીમાંહી મેધાવતી તેહરે,
શ્યામમાંહી કહિએ બ્રહ્મ સ્યામરે, વેદમાંહી ગાયત્રિ નામરે,
પક્ષીઓમાં ગરૂડ હું જાણુરે, મૃગ જાતિમાં સિંહ પ્રમાણુરે.
માસમાંહી માર્ગશીર્ષ માસરે, ખટ ઋતુમાં વસંત હું ખાસરે,
ઉદ્યમ મધ્યે જે હું છું જાણુરે, યાદવ મધ્યે કૃષ્ણ કહુંવાણુરે,
પાંડવ મધ્યે ધર્મ છે જેહરે, વ્યાસ મુનિ સૌ મુનિમાં તેહરે;
કવિ મધ્યે શુક્ર તે હું થાઉરે યમદંડ કરીને કહેવાઉરે
ઉપાય મધ્યે જે નિતિ છે જેહરે, ઔષધમાં યવરૂપે તેહરે,
પતિવૃતા નારી તે હું જાણુરે, તૃણમાં દર્ભ કરી મુને જાણુરે,
અર્જુન? વિભૂતિનો અંતજ નથીરે, તુને સું કહુ અત્રેરે કથીરે;
જે અધિષ્ટને આધકતે હૃયરે, વ્યાપિક કરીને જાણજે તેહરે,
સંક્ષેપમાં કહ્યો વિભૂતિ વિસ્તારરે તેનો કહેતાં ન આવે પારરે,
એક અંશે કરીને તું જાણુરે પુર્ણ જગ્તમાં વ્યાપિક નીર્માણ.
ગોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાયરે વિભૂતિ નામ દશમો અધ્યાયરે,

**अथवा बहुनैतेन किंज्ञाते नतवार्जुन ॥**
**विष्टभ्याहमिदं कृत्स्न मेकांशेन स्थितोजगत् ॥**

## ગીતિ

બહુ પ્રકારે જાણવાથી શું વિશેષ છે તુજનેરે અર્જુન?
આ જગ્તમાં એક અંશે સંપુર્ણ વ્યાપિ રહ્યો હું જાણ મન.

# અધ્યાય ૧૧

मदनुग्रहाय परमं गुह्यमध्यात्म संज्ञितम् ॥
यत्त्वयोक्तं वचस्तेन मोहोयं विगतोमम ॥

## ગીતિ.

સ્વામિ તમારા પુન્યથી, મોહ ગયો છે મારો અહીં આજ;
દયા કરી સેવકપર કૃપા કરી મુજ અનુગ્રહને કાજ.

## ગરબી.

કૃષ્ણ અર્જુન તણો સંવાદ શ્રવણ કરો ચિત્તથીરે લોલ,
ભગવદ્ગીતાનો છે સાર, કહું છું પ્રિતથીરે લોલ. ૧
અર્જુન કહે પ્રભુ મારો મોહ, ગયો છે આપથીરે લોલ.
અધ્યાત્મ લક્ષણવાળાં વચન કહ્યાં જે ભાવથીરે લોલ. ૨
પ્રાણીઓનાં જે જન્મ ને મર્ણ સુણ્યાં વિસ્તારથી લોલ;
તારૂ નાશ રહિત જે માહાત્મ્ય સાંભળ્યું પ્યારથીરે લોલ. ૩
ઐશ્ચર્યયુક્ત રૂપ તમ જેહ ઇચ્છુ નિહાળવારે લોલ,
તે તમ વિશ્વ રૂપ દર્શાવ, હર્ષ છે ભાળવારે લોલ. ૪
કમલપત્ર લોચન અર્વિંદ દયા કરો મુજ ભણીરે લોલ,
તે રૂપ જોવા ઇચ્છું આજ આશ પુરો અમ તણીરે લોલ. ૫
હે અર્જુન એમ કહે ભગવાન, આપુ તુને જ્ઞાનનેરે લોલ.
દેવ ચક્ષુ હુ આપું આંખ નિહાળ ધરી ધ્યાનરે લોલ. ૬
મારાં રૂપ અનંત તું જાણ, નાના પ્રકારનાંરે લોલ,
દેવ દૃષ્ટિ કરી નિરખો તેહ, રૂદ્ર અગિયારનેરે લોલ. ૭

બાર આદિત્ય, વસુ જે આઠ, એ અશ્વિનીકુમારનેરે લોલ,
ઓગણપચાસ મરૂત ગણજો તું; કરી વિચારનેરે લોલ. ૮

પુર્વે દીઠેલાં નવ હોય, તે જો મારે વિષેરે લોલ,
સમગ્ર સચરાચરને જો તું આ મમ દેહને વિષેરે લોલ. ૯

સંજય ધૃતરાષ્ટરને કહે છે શ્રવણ કરે ચિતથીરે લોલ,
ગ્રહીને દેવ ચક્ષુ અર્જુન, નિહાળે ચિતથીરે લોલ. ૧૦

આવીને દેખાડયું છે રૂપ પ્રભુએ પ્રેમથીરે લોલ,
મહા યોગેશ્વર અકળ સ્વરૂપ બતાવ્યું રેહેમથીરે લોલ. ૧૧

## કડવું ૨.

કહાં ગયોરે પેલો મોરલીવાળો – એ રાગ.

વિશ્વસ્વરૂપ હરિએ દેખાડયું અર્જુનને ધરી પ્યારરે,
હૃદય વિષે અર્જુને નિહાળ્યું, ખુશી થયો અપારરે. ટેક.
પ્રભુ વદનમાં સહુ દેખાયું, તેનો કહું છું વિસ્તારરે,
અનેક રૂપ સંખ્યા નહી પાર, બહુ નેત્ર અનેક વિચારરે. વિશ્વ.૧
અનેક ભુજ અનેક શિશ છે, અતિ માયા રચી જગદીશરે,
આભુષણ આયુદ્ધ બહુ અતિ બાણાવળી ને ધનુશરે. વિશ્વ.૨
અનેક પુષ્પ અને સુગંધી, રવી અનેકને વીધી નિશંકરે,
મધ્ય વિકાશીત ભાણુને, બહુ સુર્ય સહસ્ત્ર અતી અંકરે. વિશ્વ.૩
જગદીશ્વરના શરીરમાં, બ્રહ્માંડ કોટી દર્શાયરે,
સર્વત્ર પ્રાણી દીઠા ત્યાં ચકીત પાર્થ અતી થાયરે. વિશ્વ.૪
આશ્ચર્ય દેખીને અર્જુન, વિસ્યમ ત્યાંહી થાયરે,
વળી ગદગદ કંઠે ત્યાં થઇને પ્રભુને લાગે પાયરે. વિશ્વ.૫

અર્જુન કહે વિશ્વંભર પ્રભુજી, દેવ સમસ્ત દીઠા મે બેસરે,
તુજ દેહ વિષે દેવ સર્વે કો, પ્રાણી માત્ર દેખું આવેશરે. વિશ્વ. ૬
શિવ, બ્રહ્મા દીઠા આ ઠામે, દીઠાં ઋષિ સહુનાં ધામરે,
કીન્નર યક્ષ રાક્ષસો છે સર્વ, ગાંધર્વ દેખું આ ઠામરે. વિશ્વ.૭
દૈત્ય દાનવ દેખાય સહુ, પાંડવ સૈન્યનો નહિ પારરે,
દ્રોણ, ભીસ્મપિતામહ જેહ, દેખું પ્રાણી માત્ર આ વારરે. વિશ્વ.૮
દેખુ મુકુટ ધારી ગદાધારી, તેજના પુંજ છો ગીરધારિરે,
અર્જુન કહે વિનતી છે મારી, આદી અંત ન જાણું આવારરે.વિશ્વ.૯
મધ્યભાગ સ્વરૂપનો તે હું દ્રષ્ટે ન દેખું આ ઠામરે,
રવી, શશી નેત્રને ઠામ છે અકલ સ્વરૂપે દીઠુ તમામરે. વિશ્વ.૧૦
વળિ અનેક સિદ્ધ કરે છે સ્તુતિ કરે વિનતી લક્ષ્મી સદા કાળરે.
સ્વામી રૂપ દીઠુ. વિક્રાળ: જોવા યોગ્ય નહી હું બાળરે. વિશ્વ.૧૧
ભયાનક તુજ વદન છે ભારી દેખુ વિશ્વમંડળ ગીરધારિરે,
ધૃતરાષ્ટ્ર કેરા સુત સહુ, તુજ વિષે દેખું આ વારરે. વિશ્વ.૧૨
ભીષ્મ દ્રોણને અન્ય ભુપ, સહુ કૌરવ દુર્યોધનરે,
કર્ણ, સૈન્ય અવર સર્વ, થાય તુજ મુખમાં દર્શનરે. વિશ્વ.૧૩
વળી આપણા યોદ્ધા સહુ, તુજ વદનમાં આવ્યાં તેહરે,
ગ્રહમાં સ્વામી દેખાય છે, સહુ નાશ પામ્યા છે એહરે. વિશ્વ.૧૪
દાઢની અંદર રહ્યા કેટલા પ્રાણ ગયા છે તેનારે,
એક મસ્તક વિના દેખુ, પ્રાણ તજ્યા સહુએ જેનારે. વિશ્વ.૧૫
નદી નીર સાગરમાં જાય જેમ, તુજ મુખમાં પ્રવેશ તેમ થાયરે,

જેમ દીપમાં પતંગ બળે, તેમ તુજ મુખ માંહ્ય સમાયરે.વિશ્વ.૧૬

પાર્થ કહે સાંભળ જગદીશ, દુષ્ટ સંહારણ તું મુરારરે,
ધન્ય ધન્ય સ્વામી અવતાર, કરે પાર્થ દાસ નમસ્કારરે. વિશ્વ.૧૭

કરજોડીને પાય લાગુ સ્વામી, મુજથી સહયુ ન જાયરે
ત્રીલોકમાં તુજ સમાન નહી, પિતા સચરાચર જગરાયરે વિશ્વ.૧૮

સર્વરૂપ પ્રસન્ન હરિ તું, કરી સ્તુતિ અર્જુન ગુણવાનરે,
ભગવાનન માહરો મોહ ગયો થયો તુજ પ્રસાદે પાવનરે. વિશ્વ.૧૯

---

## કડવું ૩. ગરબી.

સહુ ચેતીજ્યો નરનારી ભજીજ્યો અવિનાશી અવિનાશી.

સર્વત્ર પ્રભુનો વાસ સેવો ગિરિધારી ગિરિધારી.
છુટે ભક્તિથી ભવપાસ; સેવો ગિરિધારી ગિરિધારી. ટેક,
વૈરાટ રૂપ હરિએ ધાર્યું, અર્જુને મન વિચાર્યું. શેવો.
બોલ પ્રભુના સુણીને લીધા, સાષ્ટાંગ પ્રણામજ કીધા. શેવો
અર્જુન કહે છે તેણીવાર, મારો મોહ ગયો છે મુરાર. શેવો
તુજ અદભુત રૂપ પ્રકાશ, મે નિહાળ્યુ સર્વે ખાસ. શેવો
છો ઘટઘટ વ્યાપક આપ, તુજ સકળ કળા છે અમાપ. શેવો
સદા શેવું હું અંતરયામી; પ્રભુ છો તમેજ નિષ્કામી. શેવો
પ્રભુ સૃષ્ટિ તણા છો કર્તા, વળી શંકટ સહુનાં હર્તા. શેવો.
અભિવંદન કરૂ તુજ ચરણે, હું રહું આપના શરણે. શેવો.
સ્તુતિ કરી અર્જુને નિર્ધાર, પછી વદતા જગદાધાર. શેવો.

## ગરબી કડવું ૪

### આવો હરિ શિવશંકર ભોળા. એ રાગ.

પઠન કરો ભગવદ્દગીતા પ્રાણી; મુક્તિ આપે ભક્ત પ્રભુ જાણી;
પઠન કરો ભગવદ્દગીતા પ્રાણી. ટેક.
વદે છે શ્રી કૃષ્ણ તેણીવાર, શ્રવણ કરે પાર્થ ધરી પ્યાર,
પ્રણામ કરે અપરંપાર. પઠન કરો. ૧
હે ! અર્જુન! કાળે લીધા સહુ પ્રાણ: તું છું નિમિત માત્ર નક્કી જાણ:
સર્વના મેં વાળી દીધો ઘાણ. પઠન ૨
પુર્વે એ મેં સર્વ માર્યા જેહ, લીધા પ્રાણ સર્વ સેહજે તેહ;
નથી કોઇ શેષ રહ્યું એહ. પઠન ૩
બન્ને સૈન્યાના યોદ્ધાઓ જેહ, પ્રાણ તજ્યાં ને ખોખાં છે તેહ;
દેખાય છે તુજ દ્દષ્ટિએ એહ. પઠન ૪
અર્જુન કાળ વાપ્યો સર્વ આંહી, વણ માર્યા પણ જીવે નહી ત્યાંહી,
વશ થયા કાળના મુખમાંહી, પઠન ૫
તે માટે હું કહું છું તું જય પામીશ, શત્રુ જીતીને સર્વ ભય વામીશ;
રાજ્યાસન નિર્ભયપણે ભોગવીશ. પઠન ૬
સર્વ મૃત્યુ પામશે રણમાંહી, રહીશ તું ફકત એકલો ત્યાંહી;
સંહાર કરવા પ્રગટયોછું હું આંહી. પઠન ૭
માટે તત્પર થાતું આણીવાર, યુદ્ધ કરી કીર્તિ મેળવનાર.
નિમિત્ત માત્ર થઈ કર્ય સંહાર, પઠન ૮
સંજય કહે ધૃતરાષ્ટ્રને આંહી, ત્રાસ પામ્યો અર્જુન વિર ત્યાંહી,
નમસ્કાર કરે પ્રભુને જ્યાંહી. પઠન. ૯
થયો છે તે ગદ ગદ કંઠે ખાસ, કરે પ્રભુ ચરણમાં નિવાસ,

ડરતો ડરતો કહે કૃષ્ણની પાસ. પઠન. ૧૦

વચન સુણી જગદીશનાં જેહ, લાગ્યો હરિના પાયજ તેહ;
અર્જુન કહે છે હરિને એહ. પઠન. ૧૧

દ્વાકર જોડીને હું કરૂ છું પ્રણામ હું સેવક તું છું મારો શ્યામ;
જગન્નિવાસ અંતર્યામ. પઠન. ૧૨

અનંત રૂપ દેવને દેવેશ, એવા બ્રહ્મને શેવું વિશેશ;
આદિકર્તા શ્રેષ્ટ છો પરમેસ. પઠન. ૧૩

તું તો અવની અનન્ય આકાશ, સર્વ ભૂતમાં છે તારો વાસ;
પરંલય સ્થાન વિશ્વનું ખાસ. પઠન. ૧૪

પુર્ણ પુરૂષોત્તમ આદિ રૂપ, તુજ સરખો જાણ્યો નહી ભુપ;
વ્યાપી રહ્યું અનંત વિશ્વ રૂપ. પઠન. ૧૫

અનંત રૂપ મુજને હવે દેખાય, સ્વામી મુજથી સહ્યું નવ જાય;
પ્રણામ કરૂંછું વિશ્વ રાય. પઠન. ૧૬

પવન, પાવક, વરૂણ, યમ જેહ, ચંદ્ર, બ્રહ્મા પિતામહ તેહ;
સર્વત્ર તું વ્યાપક ન સંદેહ. પઠન. ૧૭

મેં યાદવને સારથી કીધો, તે અપ્રાધ મારો તે સહી લીધો;
કીધો ઉપકાર મુને સીધો. પઠન. ૧૮

એક રથ સયાંવળી એક, એક આંસને જમતા છેક;
તમે પ્રભુ રાખો છો મુજ ટેક. પઠન. ૧૯

ક્ષમા કરો અપ્રાધ મુરાર, કરે અર્જુન દાસ નમસ્કાર;
સહન કરવા યોગ્ય વિશ્વાધાર. પઠન. ૨૦

દીઠું આશ્ચાર્ય મેં તુજ માંહી, ભય પામ્યો છું પ્રભુ હું આંહી;
સર્વ વસ્તુ દેખું હું તુજ માંહી. પઠન. ૨૧

ચતુર્ભુજ સ્વરૂપ હે ભગવાન; દર્સાવો હવે ધરૂં હું ધ્યાન;
ચતુર્ભુજ રૂપે થાઓ ગુણવાન. પઠન. ૨૨
અર્જુન પ્રતિ વદતા અંતર્યામી પ્રસન્ન પ્રાર્થને થયા બહુ નામી;
અદ્‌ભૂત સ્વરૂપે છે ગુણગામી. પઠન. ૨૩
અર્જુન મેં તો તુજ પર કીધી મેહર, તે માટે કીધી છે લીલાલેહેર;
વિશ્વરૂપ દેખાડ્યુ રૂડી પેર. પઠન. ૨૪
તિર્થ, હોમ, જપ, તપ, ને દાન, યજ્ઞ વિધિએ ધર્તા ધ્યાન;
કર્મ કાંડ કર્તા લેઇ જ્ઞાન. પઠન. ૨૫
જોવા લાયક મમરૂપ નવ કોય, તુજ વિણ અન્ય ન કોઇ જોય;
દેખે મુજરૂપ ભક્ત હોય. પઠન. ૨૬
સ્વરૂપ દેખી વ્યથા ન થાઓ તુને, બુદ્ધિ ભ્રંસ પણ ન થાય તુંને;
મુલરૂપે જો તું હવે મુને. પઠન. ૨૭
સંજય ધૃતરાષ્ટ્રને કહે આંહ્ય, વિશ્વરૂપ પ્રભુએ બદલ્યુ ત્યાંય;
સોમરૂપે થયા હરિ જ્યાંય. પઠન. ૨૮
અર્જુન પ્રત્યે કહે છે પ્રભુ વાણ, તુને કષ્ટ હોસે નહી જાણ;
મમરૂપ દેખ્યું તે નિર્માણ. પઠન. ૨૯
મારૂ રૂપ ઇચ્છે જોવા દેવ, તે રૂપ તેં નિરખ્યુ છે તતખેવ;
સર્વ દેવ કર્તા મારી સેવ. પઠન. ૩૦
સોમરૂપ કીધું છે તે વારે, દેવ ચક્ષુ લીધાં છે મુરારે;
પાર્થને કહે કૃષ્ણ કીરતાર. પઠન. ૩૧
તેં રહિત કામના એ ભક્તિ કીધી, મુજને જ્ઞાને જોઇને સ્તુતિ કીધી;
નિર્ભય રહેજે ભક્તિ કરી સીધી. પઠન. ૩૨
વાસના રહિત કર્મ જે કર્તા, મારે વિષે સમર્પણ સહુ કર્તા,

વલી ધ્યાન મારૂ સદા ધર્તા. પઠન. ૩૩
હે ! અર્જુન પરમ ભક્ત તે કહેવાય, વળી દુષ્ટ સંગથી દુર થાય,
તે જન આ સંસારે ન લેપાય. પઠન. ૩૪
પ્રાણી માત્રને વલ્લભ જેહ, અમરૂપને પામતા તેહ;
દુખી નવ થાય પ્રાણી એહ. પઠન. ૩૫
મારી પ્રીતિ અર્થે કર્મ કરનાર, પરમ ગતિ આપું હું વારંવાર;
સંગ વર્જિત મુને પામે તે વાર. પઠન. ૩૬

---

## પદ. કડવું ૫.

ઉઠો ઉઠોને હો રાય—એ રાગ.

અર્જુન ઉઠ ઉઠ હે વીર, યુદ્ધમાં તત્પર થા રણધીર;
કાયર થયાનું કામ નથી અહી, ક્ષત્રીનું નહી કામ.
અનાયાસે આ મળેલ યુદ્ધ છે, થા તૈયાર આ ઠામ. અર્જુન. ૧
ક્ષત્રી કુળને લાંચ્છન લાગે, દુશ્મન ખુસી થાય,
કહેશે હાર્યો અર્જુન તેથી, યુદ્ધમાં નાસી જાય. અર્જુન. ૨
સગુ સંબંધી કોઈ ન અત્રે નક્કી કહું આ વાર,
યુદ્ધ કરીને આ દુશ્મનનો કરને તું સંહાર. અર્જુન. ૩
પુર્વે મેં આ સર્વ માર્યા, નીમીત માત્ર તું જાણ,
કોઇ નથી બચવાનું અત્રે, કહું હું સત્યજ વાણ. અર્જુન. ૪
સવે કાળને વસ થાય છે, તપાસી જો ઉર માંહ્ય,
દેહ તેનો તો નાસ જાણજે, બાકી રહે નવ કોય. અર્જુન. ૫
જોયુ તેં મુજ મુખમાં મૃત્યુ, પામેલા છે તમામ;

ક્ષણભંગુર આ દેહ જાણવો રાખ હૈયામાં હામ. અર્જુન. ૬
વિશ્વરૂપ મેં તુજને દાખવ્યું જ્ઞાન થવાને કાજ;
સંગ્રામ કરી સંહારજ કરને, યુદ્ધ કરીને આજ. અર્જુન. ૭
વિશ્વરૂપ દેખીને અર્જુન, મોહ ગયો તે વાર;
મસ્તક હરિને ચરણે નમાવી કરે છે નમસ્કાર. અર્જુન. ૮
યોગ શાસ્ત્રને બ્રહ્મ વિદ્યાની આ સર્વ કથાય—
પુર્ણ થયો વિશ્વરૂપ દર્શનનો એકાદસમોધ્યાય; અર્જુન. ૯

**मत्कर्म कृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।**
**निर्वैरः सर्वभूतेषु यः समामेति पांडव ॥**

## ગીતી.

મારી પ્રિતિને અર્થે, કર્મ કરનાર તે પરમ ગતિને પામે,
સંગ વર્જિત મમ ભક્ત, પ્રાણી વિષે નિર્વૈર તે મુને પામે.

# અધ્યાય ૧૨ મો.

**एवं सततयुक्ताये भक्तास्त्वांपर्युपासते ॥**
**ये चाप्यक्षर मव्यक्तं तेषांके योगवित्तमाः ॥ १ ॥**

## ગીતિ.

નિરંતર યુક્તજ હોઇને, એવો ભક્ત જે તુજને ભજે નાથ,
વળી જે અક્ષર, અવ્યક્ત, તે બેઊમાં યોગવિ કોણ ? પ્રાણનાથ.

## ગરબી.

પ્રાણી સર્વે સેવો સત્ય ભગવાનને;
પઠન કરો ભગવદ્ ગીતાનો સાર જો;
શાયુજ્ય મુક્તિ આપે શ્રી હરિ પ્રિતથી,
ભવસાગરથી ઉતારે ભવ પારજો. પ્રાણી. ૧
અર્જુન કહે છે મોહ ગયો છે માહરો,
તમ પ્રસાદે થયો છું હું પાવન જો;
સ્વામી તમારો ભક્ત કેમ ઓળખાય છે ??
કોણ લક્ષણે પ્રિછાય હે ભગવાન જો? પ્રાણી. ૨
ભગવાન કહે છે વળતું વચન તે સમે,
મારો ભક્તતે ધરેછે માહારૂ ધ્યાનજો;
મન કરે આશક્ત મુજ માંહીજ તે,
એવા હોય તે મારા ભક્ત સમાનજો. પ્રાણી. ૨
પ્રેમ પ્રિત શ્રધ્ધા થકી ઉપાસન કરે,

હ્રદય વિષે રાખે શ્રીહરિને સદાયજો;
સર્વે ઇંદ્રિનો નિગ્રહ કરે એક ચિત્તથી,
સમ બુધ્ધિ આચરે સઘળે શ્રદ્ધાયજો. પ્રાણી. ૩
સર્વ કર્મ મારે વિષે સમર્પણ કરે,
અન્ય આશ્રય ગણે ન મુજ વિના જેહજો;
જે જે કર્મ કરી મુજને આરોપતો,
મુજ પદ નિશ્ચે પામે છે નર તેહજો. પ્રાણી. ૪
મોક્ષ પામવા તેને સંશય છે નહીં,
મારા રૂપમાં જે ચિત્ત રાખે અપારજો;
તેને મૃત્યુ લક્ષણ સંસાર સાગર થકી,
સત્વર થાઉ હું કરવાને ઉદ્ધારજો. પ્રાણી. ૫
કરજે મન, બુદ્ધિ એકાગ્ર મારા વિષે,
જતું વિષય ભણી ચિત્તને, કર અટકાવજો;
પરબ્રહ્મ મંત્રનો કરી ઉપદેશને,
રાખ સદા મારી ભક્તિમાં ભાવજો. પ્રાણી. ૬

અર્જુન કહે સ્વામી મનની ચચલ ગતિ,
તુજમાંહી મતિ કેમ રહે? તે સ્થિરજો;
મન ચંચળ કેહેવાયછે હે? અર્જુનજી,
વસ થાય અભ્યાસ યોગથી વીરજો. પ્રાણી. ૭
યોગાભ્યાસ કરીજ શકે નહી તે અતી,
કર્મ સમર્પે મુજ વિષે નિર્ધારજો;
સર્વ કર્મ મુજને અર્પણ કરો ભાવથી,
કર્મ કરતો તે છુટશે તેણી વારજો. પ્રાણી. ૮

જપ, તપ, તિર્થ, યોગ, યાગ કર્મજ કરે,
ચિત્ત શુદ્ધ થઇ જ્ઞાન થશે ઉત્પન્નજો;
કર્મ કરીને ફલનો ત્યાગ કરો સદા,
મુક્તિ થશે અને થાશે શુદ્ધજ મનજો. પ્રાણી. ૯

આવે જ્ઞાન અભ્યાસ યોગથી તે સમે,
અર્જુનને કહે છે ત્યાં શ્રીભગવાનજો;
જ્ઞાન યોગથી ધ્યાન ઊપજે છે સદા,
કર્મ ફળ તજે ધ્યાન વડે ગુણવાનજો. પ્રાણી. ૧૦

કર્મ ત્યાગથી મોક્ષ પામીએ પ્રેમથી,
મોક્ષ થકી ભવ ભય વામિએ તત્કાલજો;
હે અર્જુન તું જાણજે ચિત્તમાં આસમે,
મારા ભક્તનાં લક્ષણ એજ સંભાળજો. પ્રાણી. ૧૧

કોમળ શાન્ત વચન આચરે જે પ્રેમથી,
પ્રાણિ માત્રનો દ્વેશ ન કરે લગારજો;
હું, મારૂં, નહી કરે તદ્દન નિજ મનમાં,
દયાયુક્ત ને, રહિત જે અહંકારજો. પ્રાણી. ૧૨

સુખ દુઃખ સરખાં જાણે તે પ્રાણીઓ,
ક્ષમાવંત સંતોષી હોયજે તેહજો;
આત્માજિત તો કહિએ તેને સત્યથી,
મુજ વિશેથી અળગો નહી રહે એહજો. પ્રાણી. ૧૩

ભય ન જણાવે કોઇને તે નિજ મનથી,
કોઇ થકી તે ભય પામે નવ એહજો;

હર્ષ શોક સરખો લેખવેછે ચિત્તમાં,
આત્મ જ્ઞાન અંતર અનુભવ છે તેહજો. પ્રાણી. ૧૪

આશા કોઇની ઇચ્છે નહી નિજ દીલમાં,
રાગ, દ્વેશ, મદ, વર્જિત, રહે સદાયજો;
સુખ દુઃખ સરખુ જાણે તેના વિષે,
પવિત્ર ઉદાર વિચિક્ષણ તેજ મનાયજો. પ્રાણી. ૧૫

લોભ થકીતો જેને મદ ઉપજે નહી,
હાણ થકી સુખને ન તજે જેવારજો;
સુભ અશુભનો સેહેજે ત્યાગ કરે સહી,
શત્રુ, મિત્ર, ને સમાંતર જાણનારજો. પ્રાણી. ૧૬

માન, અપમાનને ગણે સમાંતર ચિત્તમાં,
મારા ભક્તનાં લક્ષણ કહેવાય એહજો;
દ્વેશ નહી કરે પ્રાણી માત્રનો જગતમાં,
સમ બુદ્ધિ સઘળે આચરશે જેહજો. પ્રાણી. ૧૭

સ્તુતિ, નિંદાને વર્જિત અભિમાને જે રહે,
શીત ઊષ્ણને સર્વ ગણે સમાનજો;
દ્રઢ મતિએ સ્વધર્મ આચરે પ્રેમથી,
અધર્મથી કરે અળગુ મન ગુણવાનજો. પ્રાણી. ૧૮

નિશદિન ભક્તિ કરવા મુજને ધાયછે,
મારા ભક્તથી સંતોખાય છે જેહજો;
મમ ભક્તિ વિના દુઃખ ધરેછે મનમાં,
મુજને આત્મ નિવેદન કરેછે તેહજો. પ્રાણી. ૧૯

એવા સતવાદી નર હોયજે સૃષ્ટિમાં,
કપટ ભેદથી અળગા રહેછે તેહજો;
સ્વદારા અનુગામિ નર હોય તેજનો,
બ્રહ્મચારિ નર ગણિએ તેને જેહજો. પ્રાણી. ૨૦

ઇષ્ટની પ્રાપ્તિએ જે હર્ષ પામે નહી,
અનિષ્ટની પ્રાપ્તિએ નકરે દ્વેષજો;
ભક્તિમાન, પરિત્યાગી શુભા શુભનો,
એવા ભક્ત મુને પ્રિય લાગેછે એશજો. પ્રાણી. ૨૧

સ્થિરમતિ, ભક્તિમાન્, એવો નર પ્રિય મુને,
અસ્તિક બુદ્ધિવાળા પ્રિયમુને થાય જો;
બ્રહ્મવિદ્યાય ને યોગશાસ્ત્ર છે તે તણો,
ભક્તિ લક્ષણ દ્વાદસમો અધ્યાય જો. પ્રાણી. ૨૨

**येतुधर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ॥**
**श्रद्दधानामत्परमा भक्तास्तेऽतीवमे प्रियाः ॥**

## ગીતિ.

જે કોઈ આ ધર્મરૂપ અમૃત, કહ્યા મુજબ જે સેવે છે મુજને;
અસ્તિક બુદ્ધિના મમભકતો, બહુજ પ્રિય લાગે છે કહુ તુજને.

## અધ્યાય ૧૩.

---

**इदं शरीरं कौंतेय क्षेत्रमित्य भिधीयते ॥**
**एतद्यो वेत्तितं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥**

પદ—સુન માત જસોદા મોરી—એ રાગ.

પ્રભુ જગદીશ્વર ભવતાર, સર્વેના દીલમાં રહેનાર રે. પ્રભુ. ટેક.
હે ! કુંતીસુત કહું છું તુજને ક્ષેત્રજ્ઞ આ તન નિર્ધાર રે. પ્રભુ.
ક્ષેત્રજ્ઞ કહે છે તે જાણનારો, તત્વજ્ઞાન વિવેકી તેવાર રે. પ્રભુ.
સર્વે ક્ષેત્ર વિષે, ક્ષેત્રજ્ઞ હું છું, એમ વદતા તે જગદાધાર રે. પ્રભુ.
અર્જુન કહે હે ! વિશ્વંભર હરિ, કહો પ્રકૃતિ પુરૂષનો વિચાર રે. પ્રભુ.
ક્ષેત્રરૂપ તે કોણ કે'વાય પ્રભુ, કહો તેનો વિસ્તાર રે. પ્રભુ.
ક્ષેત્રજ્ઞ વળી કેમ ? પ્રીછાય, તે સમજાવો વિશ્વાધાર રે. પ્રભુ.
અજ્ઞાનરૂપ તે કોણજ કહીયે, જ્ઞાને કરીને શું જાણનાર રે. પ્રભુ.
ક્ષેત્રરૂપ તેનું જાણ આ તનને, કહે અર્જુનને એમ કીરતાર રે. પ્રભુ.

---

લાવણી—કડવું ૨.

મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ નાણી—એ રાગ.

અર્જુનને અત્રે વદતા શ્રી ભગવાન, તે શ્રવણ કરે છે પાર્થ રાખીને ધ્યાન;
આ શરીરનો ધર્તા પ્રાણી જે રહે છે, ક્ષેત્રજ્ઞાનિ તે તેને સર્વે કહે છે.
શરીરને છે આત્માનો વિચાર, જ્ઞાનિ તેને કહિએ આપણ નિર્ધાર;
સુખ, દુઃખ, દ્વેશ, ન ઈચ્છે મનમાં જેહ, એ તો પુરૂષ નિર્વિકારી જાણો તેહ.
હે ! અર્જુન એમ કહે છે શ્રી ભગવાન, ગુરૂસેવાએ મેળવીએ સર્વ જ્ઞાન;

હિંસા મન વર્જિત હોય છે જ જન જેહ, વળી ક્ષમા અચળ મન કહિએ
જેનું તેહ.
બહાર અંદર જેને છે શુદ્ધ વૈરાગ, આત્માજીત ઇંદ્રિનો જે કરે છે ત્યાગ;
પુત્ર, કલત્ર; ગ્રહ, અને વ્હેવાર, આશા, ત્રષ્ણા, જેને નહી છેજ લગાર.
સંસાર ભોગ તે માને વિષ સમાન, અર્જુન એને તે કહિએ નક્કી જ્ઞાન;
હવે કહું તે સુણજે સત્યજ વાત, અનાદિ જેને છેજ માત ને તાત.
ઇંદ્રિ વર્જિત નિર્ગુણ છે જગ માંહ્ય, સઘળે વ્યાપક તે કહિએ આપણું જ્યાંહ્ય;
સર્વ ભુતમાં સર્વ સ્થળ મમવાસ, બહાર અંદર ત્યાં સદા રહુ પ્રકાશ.
રાજશગુણના કર્તા જાણો જેહ, દુર સમીપે રહું છું સર્વ એહ;
આ સર્વત્ર જ્ઞાન કહ્યું છે સાર, પ્રકૃતિ પુરૂષનો કહું હવે વિસ્તાર.

---

## ગરબી—રાગ મામેરાનો.

સુંદર ગીતા તણો છે સાર રે, કહુ પ્રકૃતિ પુરૂષનો વિસ્તાર રે;
ત્રણ ગુણના વિષે રહે જેહરે, અમૃતના સરખા જાણે તેહ રે.
ઇંદ્રિ કેરા બહુ છે વિકાર રે, પ્રકૃતિના છે ગુણ અપાર રે;
સુખ દુઃખનો ભોક્તા છે જેહ રે, ગુણ જીવ તણા કહીએ તેહ રે.
પ્રકૃતિના સંયોગે રહીને રે, ગુણ પ્રકૃતિના ભોગવે સહીને રે;
સંયોગ માટે ગુણ કેહેવાય રે, વસ્તુ ગતિ તે નહીં લેવાય રે.
સ્ફાટિક મણીના ગુણ કે'વાય રે, જેવા સાથે તેવા તે થાય રે;
હે અર્જુન તું જાણજે મર્મ રે, કર્તા હર્તા પોતે પરબ્રહ્મ રે.
જીવ, આત્મા પરમાત્મા જેહ રે, વસ્તુગતિ ત્યાં એકજ તેહ રે;
એવું જ્ઞાન આવે નહી જ્યાંહીરે, ત્યાં લગી કેવળ જાણે ન આંહી રે.
સર્વ કર્મને પ્રકૃતિ ભેદરે, આત્મા અળગો અભેદ, અછેદ રે;

પ્રકૃતિને રે આશ્રય જેહ રે, પ્રેરી કામ કરાવે છે તેહ રે.
પરબ્રહ્મ વ્યાપક છે જેને રે, વસ્તુગતિ ત્યાં બંધન નહી તેને રે;
જેમ આકાશે સર્વત્ર વાસ રે, સઘળે દિનકર થાય પ્રકાશ રે.
તેમ આત્મા વ્યાપિક કરી જાણ રે, જરા મર્ણ તેને નહીં હાણ રે;
તે નરજ્ઞાનિ કહિએ વેદ રે, પ્રકૃતિ પુરૂષનો જાણે જે ભેદ રે.
પ્રકૃતિ માયાનો વિસ્તાર રે, આત્મા અલગો રહિત વિકાર રે;
સમસ્ત ભૂતને પ્રકૃતિ કેહેવાય રે, તેથી છુટવા જાણે ઉપાય રે.
પામે પરમપદને તેહ રે, તેમાં નથી કંઇ સંદેહ રે;
યોગશાસ્ત્ર ને બ્રહ્મ વિદ્યાય રે, યોગપ્રકાશ ત્રયોદશોધ્યાય રે.

**क्षेत्र क्षेत्रज्ञ योः रेव मंतरं ज्ञान चक्षुषा ॥**
**भूत प्रकृति मोक्षं च ये विदुर्याति ते परम् ॥**

# અધ્યાય ૧૪.

---

परंभूयः प्रवक्ष्याभिज्ञानानां ज्ञानमुत्तमम् ॥
यज्ज्ञात्वा मुनयः सर्वेपरांसिद्धि मितोगताः

## ગીતિ.

ઉત્તમ જ્ઞાનને હું કહું છું, જે જાણીને સર્વે મુનિયો જેહ,
સ્થૂલ શુક્ષ્મ દેહ બંધનથી, મુક્ત થઈ મોક્ષને પહોચ્યા તેહ;

**ગરબી.**—રાગ પુનમ ચાંદની.

સુંદર ભગવદ્ગીતા સાર પઠન કરો પ્રિતથીરે,
ભાગે ભવનાં સંકટ નટવર નંદકીશોર,
પ્રાણી રટન કરો હરનિશ દિન શ્રી વિશ્વેશનુંરે,
કૃષ્ણ અર્જુન તણો સંવાદ શ્રવણ કરો પ્યારથીરે,
સ્થૂલને સુક્ષ્મ દેહ બંધનથી મુક્ત થવાય—પ્રાણી.

**સાખી.** હે અર્જુન ? એમ કહે હરિ, કહું પ્રકૃતિ પુરૂષનું જ્ઞાન,
જે જાણી સર્વે મુનિ, મોક્ષ પામ્યા ધરી ધ્યાન,
એવા જ્ઞાનનો આશ્રય લેઈ સૃષ્ટિ ઉત્પત્તિ વિષેરે,
પ્રલયમાં આવીને તે કષ્ટ ન પામે લગારં. પ્રાણી. ૧

**સાખી.** સર્વથી ઉત્તમ કહું હવે, જ્ઞાનનો મર્મ જણાય,
કહેવાય ત્રિગુણીતે. પ્રકૃતિ તેણે યોગ બંધાય,
ત્રિગુણના ત્રિવિધ પ્રકારનો પ્રથમ કહું વિસ્તારનેરે,
સત્વ ગુણે કરી હોય છે સુખજ અપરંપાર. પ્રાણી. ૨

**સાખી.** રજોગુણેથી હોય છે, કરજ અનંત તેહ,
મોહ નિંદ્રા આળસ થકી, તમોગુણે બાંધ્યો દેહ,
સત્વગુણે કરી દેહ આ બંધાય છે જેમનારે,
થાય છે કેટલેકકાળે મુક્તજ તેણીવાર. પ્રાણી. ૩

**સાખી.** ઉપજે જ્ઞાન સત્વગુણ થકી તે જ્ઞાનથી ભજે ભગવાન,
લોભ ઉપજે રજોગુણ થકી જેથી ન ધરે મમ ધ્યાન,
લોભ થકો મમ સેવા તજે મુઢ અજ્ઞાનથીરે,
ઉપજે તમોગુણે અજ્ઞાન તેને અપાર. પ્રાણી ૪

**સાખી.** અજ્ઞાન તે નર્ક સમાન છે, ઉત્તમ મધ્ય અધોગતિ જેહ;
ત્રિગુણનાં કારણ એજ છે, હોય ત્રિગુણાતિત નર તેહ,
જન્મ જરા, ભિન પાવન તેહ થાય પ્રાણી સહુરે,
જાણનું નક્કી ચિત્તમાં, એમ કહે ભગવાન. પ્રાણી. ૫

**સાખી.** અર્જુન કહે સુણજો હરિ, ત્રિગુણાતિત તે કયમ પ્રિછાય ?
કયા ગુણે એ ત્રિગુણથી, છૂટકો થયો ઓળખાય ?
કેવે પ્રકારે એ ત્રણ ગુણનું અતિક્રમણ થાયછેરે ?
હે ભગવાન કહોને ? કેવો તેનો આચાર. પ્રાણી. ૬

**સાખી.** સુખ દુઃખ જેને સમાન છે, નિવૃત્તિની કરે ન ઇચ્છાય,
અર્જુન ! તે જ્ઞાને કરી સર્વ વ્યાપક હરિ દેખાય;
જે જન હર્ષ શોક સમાન ગણે છે મનમાંરે,
સુવર્ણ, લોહ, કાષ્ટ, પાષાણ સહુ કહેવાય. પ્રાણી. ૭

**સાખી.** માન, અપમાન, નિંદા, સ્તુતિ, એક દષ્ટિએ ગણે સમાન,
સેવા આરંભી ફળને તજે, ભક્તિએ ભજે ભગવાન;

તે જન ત્રિગુણાતિત કહેવાય સદા સંસારમાંરે,
બ્રહ્મ ભૂત થકો મુજનેજ ધાય સદાય પ્રાણી. ૮

**સાખી.** અનન્ય ભક્તિયોગે કરી સેવે મુજને જેહ;
મોક્ષગતિ પ્રાપ્તજ થવા, સમર્થ થાય છે તેહ;
સનાતન ધર્મ અવ્યયની સુખની પ્રતિષ્ટા હુંજ છુંરે,
લક્ષરૂપ સ્થાપના નક્કી બ્રહ્મની મુજને જાણ, પ્રાણી. ૯

**સાખી.** લક્ષરૂપ જે સ્થાપના, સર્વત્ર હું જાણુ.
મુજને સેવે ભાવથી થાય તેનું કલ્યાણુ,
બ્રહ્મવિદ્યાય અને આ યોગશાસ્ત્રનો સાર છેરે,
પુર્ણ થયો છે ત્રિગુણ વિભાગ, ચૌદમોધ્યાય. પ્રાણી. ૧૦

**ब्रह्मणोहिप्रतिष्ठा हममृतस्याव्ययस्यच ॥**
**शाश्वतस्यच धर्मस्य सुखस्यैकांतिकस्यच ॥**

### ગીતિ.

અમૃત સમાન જે મુક્તિ, પ્રાપ્ત કરવાને હરિભજન કરવું,
લક્ષ ચોરાસી ફેરાથી, મુક્ત થવાને પ્રભુનું ધ્યાન ધરવું.

# અધ્યાય ૧૫

ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् ॥
छंदांसि यस्य पर्णानियस्तं वेदसवेदावित् ॥

**ગરબી.**—( રાગ ગીરધારીનો )

મુક્તિદાયક રે ભગવદ્દ ગીતાનો સાર, પઠન કરેથી તરો ભવપાર;
અર્જુન પ્રતિરે વદે છે વિશ્વાધાર, અર્જુન શ્રવણ કરે નિર્ધાર.

**ઝુલ.**

અર્જુન આદિ વૃક્ષ તું જાણુરે, તેનાં ઊંચાં મુલ પ્રમાણુરે;
વ્યાપિક શાખા ગુણ છે ત્રણુરે, મુળ ઊંચેરે સાખા નીચે રહેનાર.અર્જુન.
નાશકારક રે કહેવાય આ સંસાર, ઉત્પત્તિ લય થાય વારંવાર;
સંસાર વૃક્ષનેરે જે પ્રાણી છે જાણનાર, તેને જ્ઞાન ઉત્પન્ન થનાર;

**ઝુલ.**

કર્મ લક્ષણ એ જાણો મુલરે, સુખ દુઃખ એઉ ફળને ફુલરે;
આદિવૃક્ષ સંસાર એ સ્થુલરે, તેને વિષેરે જ્ઞાનથકી તું વિચાર અર્જુન ૨.
જ્ઞાનરૂપજ રે ખડગજ છે તે જેહ, કર્મ મૂલને છેદે તેહ;
તેણે કરીનેરે છુટશે આ સંસાર, મારૂ પદ પામે નિર્ધાર;

**ઝુલ.**

સકળ દોષ મદ વર્જિત જેહરે, જ્ઞાન વિષે તત્પર હોય તેહરે,
સુખ દુઃખ સરખાં ગણીયે એહરે, અજ્ઞાન તજિએ રે અભિમાન
રાખો ન લગાર. અર્જુન.૩

પરમેશ્વરનેરે ન ઓળખ્યોરે લગાર, જન્મ મર્ણ ત્યાં સુદ્ધિ થનાર,
જન્માન્તરનારે દુઃખથી મુક્તને સારૂ સંસાર સાગરનું તરવા નારૂ.

ઝુલ.

પરમ ગતિ પામવા શું કરવુંરે, સંસારવૃક્ષ છેદીને ધ્યાન ધરવુંરે;
ભક્તિમાર્ગનું કાર્ય આચરવુંરે, છે એ મુશ્કેલરે તજવો આ સંસાર અર્જુન.૪
ત્યાગ કરવોરે, ધર્મ અર્થને કામ, જે એ ત્રા ઇચ્છાવાળાં તે ઠામ;
વૈરાગ્યરૂપીરે શત્રથી છેદવું તેને, દુર કરવું જ્ઞાને કરી એને.

ઝુલ.

તત્વજ્ઞાન વિના ન મોક્ષ થાયરે, તત્વજ્ઞાન વૈરાગ્યથી લેવાયરે;
વૈરાગ્ય ત્યાગવિના ન જણાયરે, ત્યાગબુદ્ધિરે રાખવી કહું આવાર.અર્જુન.૫
નિવૃત ઇચ્છારે નહિ રાખો અભિમાન, આદ્યપુરૂષનું ધરવું ધ્યાન;
ત્યાગ બુદ્ધિથીરે ઉતરશો ભવ પાર, જન્મ મર્ણ નહીરે થનાર.

ઝુલ.

પરમપદને પામે સત્ય તેહરે, આપું મોક્ષ નહિ સંદેહરે;
રવી, શશી, ન વિચરે જેહરે, પાવક, પવનજ રે ભેદે નહી ત્યાં લગાર.
અર્જુન. ૬

કહિએ એવુંરે પરંપદ નિર્વાણ, સર્વાત્મા તે મુજમાં જાણ;
પંચ ઇંદ્રિરે, છઠુ આ મન છે, જેહ, જીવ આત્માને જાણજે તેહ.

ઝુલ.

જીવ આ શરીર ધરે જે વારરે, ઇંદ્રિ મન, સાથે તે વારરે;
દેહ થકી જ્યારે નીકળનારરે, ઇંદ્રિ, મનજ રે સાથેથી છે પળનાર.અર્જુન.૭
વાયુ ગંધનેરે લે છે અત્રે જેમ, ઇંદ્રિ, પ્રાણ, આકર્ષે તેમ;
ગુણ યુગ્તેરે આવે ને વળી જાય, જ્ઞાન વિના તે નવ પ્રિછાય;

ઝુલ.

જ્ઞાન અભ્યાસે જાગીને જેહરે, અખિલ આત્માને દેખે તેહરે;
સંસાર, રવી, શશી, વન્હિ એહરે, સર્વે ભૂતજરે મારે છે આધાર.અર્જુન.૮
સર્વ ઔષધીરે વિધવિધની છે જેહ, ચંદ્રરૂપે હું પોષુ છું તેહ;
વિશ્વા નરરૂપેરે હું છું સત્ય આ ઠામ, ચતુર્વિધ અન્ન પોચાડુ તમામ.

ઝુલ.

સ્મૃતિ, વિસ્મૃતિ મારાથી થાયરે, સર્વ હૃદયમાં વાસ મારો થાયરે;
વેદ વેત્તા પણ હુંજ મનાયરે, અંતર્યામીરે કહિયે મુને નિર્વિકાર.અર્જુન.૯
આત્મ ભાવેરે મુજને ભજે છે જેહ, પરમ પુરૂષોત્તમ જાણે છે તેહ;
હે અર્જુનરે, એવા નર છે જેહ, પ્રભુ કર્તા એમ જાણે તેહ;

ઝુલ.

ત્રિગુણાત્તિત આત્મા શ્રીહરિરે, એવો મુને જાણે જ્ઞાને કરીરે;
જન્મ મર્ણ ન પામશે ફરીરે, પરમપદનેરે મારૂ પામે તે નિર્ધાર.અર્જુન.૧૦
હે ભારતરે ગુહ્ય ને અતિ નિષ્પાપ, મેં તુજને કહ્યું અમાપ;
સર્વ જાણીનેરે થાજે તું બુદ્ધિમાન, વળી કૃતકૃત્ય થા જ્ઞાનવાન.

ઝુલ.

યોગ શાસ્ત્રને બ્રહ્મવિદ્યાયરે, પુરૂષોત્તમ યોગ પંચદસમો ધ્યાયરે;
શ્રવણ કરવાથી મુક્તિ થાયરે, સર્વ પ્રાણીરે, પઠન કરો ધરી પ્યાર. અર્જુન.૧૧

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनिघ ।
एतद्बुध्वा बुद्धिमानस्यात्कृतकृत्यश्च भारत ॥

# અધ્યાય ૧૬.

अभयं सत्त्व संशुद्धि ज्ञानयोग व्यव स्थितिः ।
दानंदमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥१॥

## ગીતિ.

કપટ જુઠ નવ રાખો, કોઇથી ભય નવ પામવુંરે જ્યાંહી;
યજ્ઞાદિક સત્કર્મો, દાન, દમ, તપ, સ્વાધ્યાય કરવું આંહી.

## ગરબી.

એવા તોરણે આવ્યા રઘુવરરાય. એ રાગ.

નરનારાયણ કેરો સંવાદ છે સારો અર્જુન શ્રવણ કરે છે રહીનેરે ન્યારો;
સાંભળો સર્વ દૈવી તણો મહિમાય, પ્રાણી માત્રથી નિર્ભય થઇ રેહેવાય.
દયા, દાન, ઉત્તમ જન હોય છે જેહ, વળી જપ, તપ, યજ્ઞ ઇચ્છા હોય તેહ;
જીવમાત્રને પીડા ન કરવી જરાય, ક્રોધ ત્યાગીને શાન્ત રેહેવુંરે સદાય.
કોઇનું છિદ્ર પ્રકટ કરવું ન કદાય, દ્વેષ, ઇર્ષા, કપટ, દુર કરવું સદાય;
ક્ષમા, ધૈર્ય, શક્તિ દીલમાં અતી ધરવી, દ્રોહ મોટાઇને નિંદા નવ કરવી.
કઠોર ભાષણને, ન કરો અભિમાન, કલ્યાણ માટે સદાય ભજો ભગવાન;
દૈવી સંપત તું પામ્યો છું આણીવાર, એને માટે તું જનમ્યો છું આ સંસાર.
હે પાંડવ ? તારે શોક ન કરવો જરાય, યુદ્ધ કરવાને તત્પર રેહેવું સદાય;
સંત સમાગમના આનંદમાં રે'વા, અવિચળ બુદ્ધિ વિષે ગોવિંદને ભજવા.
નહીં લોભ અને હોય કોમળ મન્ન, ક્ષમા, ધિરજને વળી બુદ્ધિ પાવન;
એ દૈવિ પ્રકૃતિ તણુ છે એંધાણ, હવે કહું છું આસુરી તણું તે તું જાણ.

મોહ મચ્છર માયા અને અજ્ઞાન, ગર્વતા ક્રોધ, લોભ અને અભિમાન;
આસુરી પ્રકૃતિના આ ગુણ છે જેહ, અંતે નર્ક પમાડતા નક્કી છે એહ.
દૈવી પ્રકૃતિ મોક્ષ તણોજ ઉપાય, જેણે કરીને પ્રભુજી અતિ હરખાય;
હે અર્જુન ! એવા નર હોય છે જેહ, તેતો કહીએ નમોક્ષજ પામતા તેહ.
એક આસાની પાસથી જે બંધાય, કામ ક્રોધ તણા દોરેથી સંધાય;
અધર્મ કરીને દ્રવ્ય સંચયને કરે છે, હું, મારૂ એવો હૃદયમાં મત્ત ધરેછે.
હું સમર્થ, હું ભોગી અને છું હું સુખી, હું ધનાઢ્ય અને હું કુટુંબનો મુખી;
હું છુંબળીઓ અને મેં આને માર્યો તત્રે, મુજ સરખો બળીયોનહી કોઇજઅત્રે.
હું યોગી ને હું દાનેશ્વરી છું અપાર, ધન, મદ, માને કરી કરેછે તેવાર;
અહંકાર, બળ, કામને વળી ક્રોધ, તેને આશરે કર્તો સદાય વિરોધ.
મારા ભક્તનો દ્વેજ કરે છેરે જેહ, યોગ, દાન તે મન ધરે નહી એહ;
કુંભીપાકના નરકે પડે નર તેહ, હું કર્તા એમ મનમાંહ્ય જાણતા જેહ.
એવા દુષ્ટ અહંકારી હોય ઘણાય, તેઓ સર્વ અધિકારી કુંભી તણાય;
અસુર યોનિની માંહય તેઓ સંચરેછે, વળી જ્યાં ત્યાં તે મારો દ્વેશ કરેછે.

વળી દૈવી માર્ગ મુજને નવ ધાય, એવા દુષ્ટ અધોગતિ નર્કેજ જાય;
અર્જુન નર્ક તણાં છે ત્રણજ દ્વાર, કામ ક્રોધ અને ત્રીજો લોભ અપાર.
એ સહુ તામસગુણથીજ ઉત્પન્ન થાય, કહેલાં ત્રીદ્વાર નર્કનાં એ કે'વાય;
એ તજીને જે મુજને ભજે છે સદાય, દુષ્ટ સંગથકી તુર્ત અળગોજ થાય.
એ જન મમપદ પામે કહું આવાર, આપુ મોક્ષ જરી સંશય ન લગાર;
તે માટે હે અર્જુન કહુંછુંરે મર્મ, રહિત કામના થઇને તું કરજેરે કર્મ.
ત્રણે નર્ક દ્વારથી છુટેલો જે જન, નીજ કલ્યાણ આચરે છે નીજ મન;
ગતિ ઉત્તમ પામે છે તે તેણીવાર, સત્ય કહુંછું તું માનજે નર નિર્ધાર.
શાસ્ત્ર વિધિને દુર મુકી કરે કામ, આધીન કામને થઇને વર્તે છે તે ઠામ

ઊંચ ગતિ ન પામે સુખીઓ નવ થાય, વર્તવું શાસ્ત્ર મુજબ તારે સદાય.
શાસ્ત્રવિધાને કહેલાં કર્મને તું જાણી, તેમ કરવાને યોગ્ય તું થાજે પ્રમાણી;
યોગશાસ્ત્ર અને જે બ્રહ્મવિદ્યાય, પુર્ણ થયો છે ખટ દસમોધ્યાય.

॥ तस्माच्छास्त्रं प्रमाणंते कार्याकार्य व्यवास्थितौ ॥
॥ ज्ञात्वा शास्त्र विधानोक्तं कर्मकर्तु मिहार्हसि ॥

ગીતિ.

શાસ્ત્રવિધાને કહેલાં, કર્મ જાણી કરવા તું યોગ્ય થાજે;
કાર્યા કાર્યની વ્યવસ્થા, શાસ્ત્રનું પ્રમાણ રાખી વર્ત આજે.

# અધ્યાય ૧૭.

---

॥ ये शास्त्रविधि मुत्सृज्य यजंते श्रद्धयाऽन्विताः ॥
तेषां निष्ठा तुका कृष्ण सत्वमाहो रजस्तमः ॥ १ ॥

## ગીતિ.

શાસ્ત્ર વિધિને તજીને, શ્રદ્ધાવંત થઈ યજે તુને કૃષ્ણ;
કેઇ નિષ્ટા તેઓની, રાજસ, તામાસ, કે સાત્વિકી એ પ્રશ્ન !

### છંદ. રાગ તુલસીકૃત રામાયણનો.

સર્વ પઠન કરો સુંદર ગીતાનો સાર, આ માયા જાલથી મુક્ત થશો નિર્ધાર;
શ્રી કૃષ્ણને અર્જુન પ્રશ્ન કરે આ વાર, આ શાસ્ત્ર માર્ગને તજે છે નરનાર.
અતિ શ્રદ્ધા રાખી તુજને ભજે લેઇ નામ, કોણ ! ગતિ તેની થાય સુંદર શ્યામ;
તેઓની નિષ્ટા કેવી રીતે થાય ? સાત્વિકી, રાજસી કે તામસી કેવાય ?
હે અર્જુન સાંભળ તેનો કહું મહિમાય, શ્રદ્ધાજ ત્રિવિધ પ્રકારની કે'વાય;
સાત્વિક, રાજસને, તામસી કહીએ જેહ, આ ત્રિપ્રકારની શ્રદ્ધા કહું છું તેહ.
સાત્વિક શ્રદ્ધા તે સુરપતિ ભજે છે એહ, રાજસ તે યક્ષ, કીન્નર ભજે છે જેહ;
તામસી, ભૂત વૈતાળ પ્રેત કહેવાય, વળી ભૈરવને ભુપાળ નામ ગણાય.
આ શાસ્ત્ર માર્ગથી અઘોર જપ, તપ કર્તા, વળી દેહ દમાવી ફોગટ ફેરો ફર્તા;
નહિ સન્યાશી નહિં યતી ગણાયજ તેહ, નહિં ઉત્તમ ગતિ થાય તેનો જે દેહ.
વળી અહાર તે પણ છે ત્રિવિધ પ્રકાર, સાત્વિક તેમાં ઊત્તમ છેજ અપાર.

કોમલ, અલ્પ મનોહર હોય છે જેહ, કડવું તીક્ષણ વર્જિત હોય છે તેહ.
આયુષ્ય આરોગ્ય,ઉત્સાહ,સુખ,બળ,પ્રિતિ,રસરૂપ અંશે હોય સ્થિર તેનીગતિ;
જેને દેખતાં ઉપજે રૂચિ સારી, સાત્વિક જનનો તે આહાર પ્રિય અપારી.
સાત્વિક જે પ્રાણી હોય છે અપરંપાર, મુજ ભક્તિનો કરશે ભોગ આ સંસાર;
તીખા, ખાટા, ઉના, કડવાને ખારા, રાજસ જનને સર્વ એ લાગે સારા.
દુ:ખ, શોક અને એ છે દાહ કરનાર, કહિએ એતો રાક્ષસ કેરો છે આહાર;
વાસી, દુર્ગંધીવાળુ, ઉચીષ્ટ જે અન, એવા ભોજનપર, તામસનું થાય મન.
વિષ્ણુ ભક્તિથી વિમુખ તે જન થાય, એ ભોજનનો એવો છે મહિમાય;
દાન, યગ્ન જાણજે ત્રિવિધ પ્રકાર, સાત્વિક રાજસ કેહેવાય વળી અંધકાર.
ફળરહિત શ્રદ્ધાએ યજ્ઞ કરે જેહ, મનસ્થિર કરી કરે કાર્ય સાત્વિક તેહ;
ફળને ધારી વળી દંભને અર્થે જેહ, જે યજ્ઞ કરાય તે રાજસ જાણો એહ.
મંત્રહિન, વિધિહિન, વિના અન્ન દાન, શ્રદ્ધા વિના કરે યજ્ઞ તે છે નાદાન;
દક્ષિણા વિના કરે યજ્ઞ સંકોચી મનને, એ સર્વ કાર્ય હોય છે તામસ જનને.
શ્રદ્ધા વિનાનું કાર્ય કરે નર જેહ, તેને ભ્રષ્ટ બુદ્ધિને રોગ ઉપજાવે તેહ;
મારી ભક્તિનો કરે વિયોગજ તેહ, તામસવાળા તે પ્રાણી ગણીએ એહ.
ઉત્તમ મધ્ય, અધોગતિ જે કેહેવાય, એ ત્રિવિધ દાનનું ફળ અત્રે ગણાય;
શાસ્ત્ર માર્ગે શ્રદ્ધાએ કાર્ય જે થાય, સતસંગ ઉપજે મારો ભક્ત કે'વાય.
યજ્ઞાદિ કીધાં હોય કર્મજ જેણે, વળી શ્રદ્ધાએ કરી હોમ કર્યો હોય તેણે;
તે મોક્ષ ગતિને પ્રાપ્ત થાય નિર્ધાર, તેને ઉપજે મારો સંગ કહું આવાર.
વગર શ્રદ્ધાએ હોમ કરે છે જેહ, યજ્ઞાદિ કર્મો કીધાં હોય છે તેહ;
તે સર્વે નિષ્ફળ થાય છે તેનું ત્યાંહી, શ્રદ્ધાપુર્વક ન કીધુ હોય જો આંહી.
શ્રદ્ધા, ગુણ, ને વળી વર્ણ એ ત્રણ કે'વાય, હે ! અર્જુનએ સહુ જ્ઞાને કરીને પ્રિછાય,
યોગશાસ્ત્રને ઉત્તમ બ્રહ્મવિદ્યાય, સંપુર્ણ થયો છે અત્રે સતરમોધ્યાય.

अश्रद्धयाहुतं दत्तं तपस्तप्तं कृतंच यत् ॥
असदित्युच्यते पार्थ नच तत्प्रेत्यनो इह ॥

गीति.

જપ, તપ, હોમ, ને કર્મ અશ્રદ્ધાએ જે કરે વિના મન.
સર્વે તે નિર્થક જાય, આલોકે ને પરલોકે હે? અર્જુન.

# અધ્યાય ૧૮.

---

संन्यासस्य महाबाहो तत्वमिच्छामि वेदितुम् ॥
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥

ગીતિ.

અર્જુન કહે મહા બાહુ! સંન્યાસનું તત્વ કહોને પ્રાણનાથ.
જાણવા ઇચ્છા મારી, ત્યાગનું વર્ણન ન્યારૂ કહો સાથ.

**ગરબી.**—રાણાજી રામજી સંગાથે રાડ ન કીજીએ, એ રાગ.

સહુ પ્રિત કરી, આરાધો જગદીશ્વર વિશ્વાધારને,
સુદ્ધ મન વડે, પઠન કરો સુંદર ગીતાના સારને ટેક.

સંવાદ છે અર્જુન કૃષ્ણ તણો મુને શ્રવણ કરવાને હર્શ ઘણો.
સહુ હૃદય વિશે ગીતાને ભણો. સહુ પ્રિતકરી. ૧

અર્જુન કહે છે હે? કૃષ્ણ હરિ, સંન્યાસ તત્વ કહો પ્રેમ કરિ,
કહો વિધિ ત્યાગની મુજને ફરિ. સહુ. ૨

જે કામ્ય કર્મ તણો નાશ, હે પાર્થ કહીએ તે સંન્યાશ,
સર્વે પંડિત જાણે ખાસ. સહુ. ૩

જપ, તપ તિર્થને યોગ યાગ, તેવા ફલને તજે કહિએ ત્યાગ,
વળી યજ્ઞ, દાન, તજવો ભાગ. સહુ. ૪

જો વન ગએ સંન્યાસ કહે, તો રાત દીવસ મૃગ વન રહે,
એવો સાંખ્યવાદીનું મત કહે. સહુ. ૫

જો વસ્ત્ર તજે યોગી થાય, પશુ નગ્ન વસ્ત્ર વીણ કેહેવાય,
ભક્તિ વિના સહુ ફોગટ જાય. સહુ. ૬

જે જટાધારી યોગી ભટકે, જો હરિ નામ દીલ નવ અટકે,
તો વડની શાખા જમીન લટકે. સહુ. ૭

કામ્ય કર્મફળ ત્યાગજ જેહ, કહે સંન્યાશી યોગી તેહ.
મુક્તિ પામે નક્કી એહ. સહુ. ૮

મુજ ભક્તિનો જે દ્વેશ કરે, રવી ઉદય અસ્ત આયુષ હરે,
લક્ષ ચોરાશીમાં તેજ ફરે. સહુ. ૯

એવા દુષ્ટો જનમ્યા છે જેહ, જનુની જોબન હરવાતેહ,
વળી નરક વાસ પામે એહ. સહુ. ૧૦

લોહ કાર ધમણ ધમતો જેમ, ભક્તિ વિણ આયુષ જાય તેમ,
માટે ભક્તિમાં રાખો પ્રેમ. સહુ. ૧૧

સ્વાન, વાયસને ગર્ધવ જેહ, સમાન ભક્તિ વિણ સહુ એહ,
વળી ધ્યાન ધરે નહી જન તેહ. સહુ. ૧૨

મારા ગુણને શ્રવણ જે ન કરે, કહુ તેનાજ કાન નકી કોતરે,
કાર્ય તેનું કોઇથી ન સરે. સહુ. ૧૩

માહારા યશ બોલે નહી વાણ, તેની જીવ્હા મેડકની જાણ,
તે નિશ્ચે ઉરમાં તું આણ. સહુ. ૧૪

મુજ સેવકનેં ન, નમે જેહ, મસ્તક નહી તુંબીફળ તેહ,
દુઃખ પામે સંસારે એહ. સહુ. ૧૫

જે હસ્તે મુજ અર્ચન ન કરે, તે ભુજ તરૂ શાખાજ ઠરે,
આ દુનીયામાં ફેરા તે ફરે. સહુ. ૧૬

જેને મુજ દર્શન નવ થાય, મોર પીંછ નેત્ર તે કે'વાય,
તેનાં નેત્ર કાગથી કોતરાય. સહુ. ૧૭

હરિ મંદીર ચાલી નવ જાય, તેનું તન સ્થાવર તે, કે'વાય
તેના પાય કંટકે છેદાય. સહુ. ૧૮

આનંદે અશ્રુપાત નવ થાય, તેનું લોહ સમહૃદય કેહેવાય,
હરિ ભક્તિથી વૈકુંઠે જાય. સહુ. ૧૯

જે જપ ન કરે મારા નામે, જાય વ્યર્થ જન્મારો આ ઠામે,
તે પ્રાણી મુક્તિ કદી નવ પામે. સહુ. ૨૦

મમ દાશ ચર્ણની રજ જેહ, અંગે ન લેપે ભાવે એહ,
જીવતો મૃત્યુ પામ્યો તેહ. સહુ. ૨૧

મમ ભક્તિ કરે નહી જે પ્રાણી, અહંકાર ઉરમાં બહુ આણી,
તેને નરકે યમ જાશે તાણી. સહુ. ૨૨

---

## કડવું ૨.

રાધેના રસીયા કાનજી ઘેર આવોરે એ રાગ.

ભગવદ ગીતાનો સાર પઠન કરો ભાવેરે, નિસ દિન ધરો પ્રભુનું ધ્યાન જન્મ ફરી નાવેરે;
અર્જુન કહે ભગવાનને આ વારરે, ઉતર આપે શ્રીનાથ ધરી મન પ્યારરે.
સ્વામી તમે જે કહ્યો મુને વિસ્તારરે, તમે ભક્તિ વિણુ સંસાર રહો ન લગારરે;
તો કરશે તે કેઇ પેર દેહ જીવનરે ! આ ગ્રહસ્થાશ્રમમાં પરવરસે કેમ જનરે?
વળી કેમ ? રહે સંસાર જગ્તાધારરે, તોડો સંદેહ મુજ નાથ વિશ્વાધારરે;
કૃષ્ણ વદે તે પેર ધરીને પ્યારરે, તે શ્રવણ કરે અર્જુન ત્યાં નિર્ધારરે.

જે મુજ ભક્તિ આચરશે અત્રે સારીરે, વળી ઉદ્યમ કરશે દેહ અર્થે અપારીરે;
યથા લોભ સંતોષીને જે રહે છે રે, વળી વિષય તણું સુખ જરી
ન મનમાં લેછે રે;
અર્જુનને કહે નાથ જાણ આ વારરે, તુ જાણજે ઊરમાં સુખ ત્રિવિધ પ્રકારરે;
જ્ઞાન અભ્યાસે મુજમાં રાખે જે મનરે, સાત્વિક સુખ કહીયે તેહ હે અર્જુનરે.
ઇંદ્રિયો તણા વિષયો કહ્યા છે જેહરે, અમૃત સરખા જાણે છે ઊરમાં તેહરે;
તુર્તજ સુખ તે ત્યાં તેને કહેવાયરે, પણ પરિણામે તે વિષ રૂપજ થાયરે.
મનુષ્યા દેહ ઊત્તમ છે તે તું જાણરે, તે દેવ યોનિ દેનારૂ છેજ પ્રમાણરે;
માનવ દેહથી થાય છે પરોપકારરે, આ મનુષ્ય જન તે ધર્મ કાર્ય કરનારરે.
મનુષ્ય દેહથી ધર્મ સર્વત્ર થાયરે, આ માનવ દેહથી પ્રભુના ગુણ ગવાયરે;
પ્રભુ ગુણથી મોક્ષપદે જવાયરે, અંતે તેની ત્યાં સદગતિ નિશ્ચે થાયરે.
પાપ, પુણ્યની તુલના જો કેહેવાયરે, જો પુણ્ય વધે તો દેવપણું પમાયરે.
પાપ વધેથી પશુ યોનિમાં જાયરે, વળી પાપ, પુણ્ય સરખે માનવદેહ થાયરે.
જે જે પ્રકારે પાપ, પુણ્ય જ્યાં થાયરે, તે તે પ્રમાણે જન્મ માંહી તે જાયરે;
હું, કર્તા એ ભાવ નથી ઊર જેનેરે, ફલ બંધ, ન થાય લગાર નકી તેનેરે.
બુદ્ધિ તે પણ કહેવાય ત્રિવિધ પ્રકારરે, તું સાંભળજે નિર્ધાર કહું આવારરે;
ભગવાન, ઉદ્ધવ સંવાદ છે બહુ સારોરે, સહુ કહ્યું ભાગવત માંહ્ય
પઠન કરો યારોરે.
જ્ઞાન કર્યું ઉદ્ધવને શ્રીભગવાનરે, તે રીતે અત્રે પાર્થને કર્યું છે જ્ઞાનરે;
એકાદસમ સ્કંધમાં છે સર્વે સારરે, તે પઠન કરેથી ઉતરશો ભવપારરે.

---

## કડવું ૩ ગરબી.

પડવાની તો પ્રિત ગતમત ભુલી રે. એ રાગ.

વદતા અત્રે શ્રી હરિ જગદાધારરે, તે શ્રવણ કરે છે પાર્થ ધરીને પ્યારરે.

સુખીઓપર અપવાદે હોય છે જેહરે, વળી તજે છે આળસ નિદ્રાને જન તેહરે.
દુઃખ સેવા એ જે જે સુખજ થાયરે, તે તો સુખ સર્વે તામસ એ કહેવાયરે.
બુદ્ધિ તે પણ હોય ત્રિવિધ પ્રકારરે, તેનો હું અત્રે પ્રથમ કહુ વિસ્તારરે.
બંધ મોક્ષ જે, જે થકીજ જણાયરે, તે બુદ્ધિ સાત્વિકી જન કહેવાયરે.
અધમ મિથ્થા બોલે છે નર જેહરે, તેની એ બુદ્ધિ રાજસ કહિએ તેહરે.
રાગ દ્વેશને કામ ક્રોધ અપારરે, તે બુદ્ધિને કહેવાય તામસ અંધકારરે.
જપ, તપ, દમ, શમ, શૌચજ જેહરે, વળી ક્ષમા, દયા, ને સંતોષી હોય તેહરે.
જ્ઞાન, દાન, વિજ્ઞાન, સત, ને ધર્મરે, એ વિધિએ જાણવું વિપ્રનું કર્મરે.
શૌર્ય, ધૈર્ય, ચાતુર્ય હોય છે જેહરે, વળી લજ્જા દાનને ભક્તિવાન છે તેહરે.
યજ્ઞ, યાગ, એ સર્વ વિધિએ કર્મરે, એ નિશ્ચે ક્ષત્રી તણા કહિએ ધર્મરે.
પશુપાલન જે નિસીદિન કરેછે જેહરે, વળી દાન કુરક્ષી વ્રત આચરે તેહરે.
યજ્ઞ તિર્થને પાળે છે સ્વધર્મરે, એ વૈશ્ય તણાં કહ્યાં છે સર્વ કર્મરે.
દ્વીજ હોય તે કરે સહુ વ્યાપારરે, વળી સ્નાન દાનને આચરે સુદ્ધાચારરે.
ત્રણ વર્ણની સેવા ઉત્તમ ધર્મરે, એ શુદ્ર તણાં આપણે કહીએ કર્મરે.
ચારે વર્ણ તણા જે ધર્માધર્મરે, તે આપે આપણાં આચરવાં સહુ કર્મરે.
પોતપોતાના ધર્મ પાળી રહેનારરે, નિશ્ચે તે પ્રાણી મમપદને પામનારરે.
સ્વધર્માચર્ણથી પાપ નહી કહેવાયરે, સહુ યુદ્ધ કર્મમાં ક્ષત્રિથી જવાયરે.
ચિત્ત શુદ્ધિએ કાર્ય કરે છે જેહરે, અધિકારી મોહતણા કહેવાશે તેહરે.
કામ, ક્રોધને પરિગ્રહ છોડનારરે, તે બ્રહ્મતત્વને યોગ્ય નક્કી થનારરે.
સહુ ધર્મ તજીને આવે શરણે મા'રેરે, કરૂં મુક્ત સર્વ પાપથી તેને તે વારરે.
મારે વિષે તું મન રાખજે સારૂરે, તું ભક્ત મારો થઇ પુજન નિત્ય કર મારૂરે.
મુજને પૂજી કર મુજને નમસ્કારરે, ખરે મુને પ્રિય લાગીશ અપરંપારરે.
પ્રતિજ્ઞાપુર્વક કહું છું આણીવારરે, તુ મુજ પાસે આવીશ પાર્થ નિર્ધારરે.

સાંભળો અંતર્યામી શ્રી ભગવાનરે, હું તુજ વચનને આપુ સદાય માનરે.
હે પ્રભુ સત્ય વચન કહ્યું આવારરે, હું તમારી આજ્ઞા લોપું નહીં લગારરે.
સંજય કહેછે સાંભળો હે રાજનરે, જે કૃષ્ણ કહે તે અર્જુન ધરે છે મનરે.
કેશવ અર્જુન તણો છે આ સંવાદરે, તમે શ્રવણ કર્યો તે સર્વ વ્યાસ પ્રસાદરે.
સાક્ષાત્ પરમાત્મા છે શ્રી ભગવાનરે, અર્જુનને બોધ કરીને કર્યું છે જ્ઞાનરે.
સાંભળો હે રાજન સંજય કહેછેરે, જ્યાં યોગેશ્વર ભગવાન સદાય રહેછેરે.
વળી ધનુર્ધારી અર્જુન નર છે જેહરે, અવિચળદ્વિજ ભક્તિ હરદમ રહે છે તેહરે.
ધર્મરાયને યુધીષ્ટર રહે જ્યાંહીરે, કહે સંજય નૃપને સર્વે હોશે ત્યાંહીરે.
યોગ શાસ્ત્ર નરનારી ભાવે ગાયરે બ્રહ્મહત્યાદિક સહુ પાતક પ્રલય થાયરે,

---

## ૫૬.

### श्रेयान्स्वधर्मोविगुणः परधर्मात्स्वनुष्ठितात ॥
### स्वधर्मेनिधनं श्रेयः परधर्मो भयावहः ॥

### ગજલ. શ્રી હરિ સાહ્ય થજો—એ રાહ.

ગીતા માહાત્મ સદા, પઠન કરો સહુ પ્રાણી;
હરિ વિસરો ન કદા, પ્રાયશ્ચિત લે પ્રભુ તાણી. ગીતા.

મોક્ષ પદાર્થનું છે આ જ્ઞાન, અર્જુન પ્રતિ વદતા ભગવાન;
રહિત કામના એ ધરો ધ્યાન, એક અવિગત હરિ જાણી. ગીતા. ૧

વેદ તત્વ ગીતાનું જ્ઞાન, તે ઉપર કીધું આખ્યાન;
અંતર્યામીનું ધરીયે ધ્યાન, અમૃત રસ હરિની વાણી. ગીતા. ૨

જ્ઞાન પાત્ર કરી પાન કરે જેહ, એક મનથી શ્રવણ કરે તેહ;
વિષ્ણુ લોકને પામશે એહ, હરિભક્તિ ઉર આણી. ગીતા. ૩

એક અક્ષર સાંભળશે જેહ, મમ પદને પામે જન તેહ;
મોક્ષ પામે તે નહી સંદેહ, સત્ય કહું છું વાણી. ગીતા. ૪

નીઃકર્મ માટે ફળ શું લખાય, ફળ જીભ્હાએ કહ્યું ન જાય;
હૃદય વિષે હરિ રટો સદાય, સત્ય છે સારંગ પાણી. ગીતા. ૫

સુંદર કૃષ્ણ તણાં છે વચન, એક ચિત્તથી ધરશે મન;
તેને શ્રી હરિ થાશે પ્રસન્ન, ગતિ કરે સેવક જાણી. ગીતા. ૬

યોગશાસ્ત્ર ને બ્રહ્મવિદ્યાય, સંન્યાસ યોગ અષ્ટદસમોધ્યાય;
પઠન કરેથી પાતક જાય, છે પ્રભુ મુખની વાણી. ગીતા. ૭

**सर्वधर्मान्परित्यज्यमामेकं शरणं व्रज ॥**
**अहंत्वा सर्वपापे भ्योमोक्षयिष्यामिमांशुच ॥**

---

## લાવણી.

જગતમાં તે નરને ધીક્કાર તજે જે પરણી ઘરની નાર—એ રાગ.

શ્રી હરિ કેરૂં ધરીને ધ્યાન, હૃદયમાં રાખો શ્રી ભગવાન;
અષ્ટાદશ અધ્યાય સુજાન; જેમાં કેવળ બ્રહ્મજ જ્ઞાન. ટેક.

જેની અંદર મર્મ સંન્યાશનો, વર્ણો વર્ણના ધર્મ;
જ્ઞાન વિચારી લીજીએ સર્વ, નિવારીએ મન ભ્રંમ પમ. શ્રી હરિ. ૧

શાંખ્ય યોગ સુદ્ધાંજ કહ્યો છે, કર્મ માંહ્ય નીઃકર્મ;
વિદ્યા બ્રહ્મ ઉપાશીએ ભાઇ, જાણવા હરિપદ મર્મ. શ્રી હરિ. ૨

યોગશાસ્ત્રને એમજ વદીએ, કૃષ્ણ, પાર્થ, સંવાદ;
ઊપનીષદનો અર્થ છે તેમાં, સાંભળવા લાગે સ્વાદ. શ્રી હરિ. ૩

પ્રષ્ણુ પુછયો પ્રથમ અધ્યાએ, સંજય ને ધૃતરાષ્ટ;
દ્વિતીય અધ્યાએ જ્ઞાન ઉપાસ્યુ, મોહ પામ્યોં તે માટ. શ્રી હરિ. ૪

શાંખ્યયોગ સુદ્ધાંજ કહ્યો છે, ત્રીજે કર્મ અભ્યાસ;
ચતુર્થ અધ્યાએ યોગ પ્રકાશ્યું, પાંચમે યોગ સંન્યાશ. શ્રી હરિ. ૫

છઠે ત્યાગજ કર્મનો કીધો, સાતમે જ્ઞાન સંયોગ;
અષ્ટાંગ યોગ તે અષ્ટમે કીધો, નવમે વૈરાગ પ્રયોગ. શ્રી હરિ. ૬

વેગે કહી છે દશમે વિભુતિ, એકાદશમે વિશ્વરૂપ;
દ્વાદશમે જ્ઞાન લક્ષણ કીધું, તેરમે પ્રકૃતિ પુરૂષ અનુપ. શ્રી હરિ. ૭

ચતુર્દશમે ગુણો વર્ણવ્યા, પુરૂષોત્તમ દશ પાંચ;
દૈવી આશુરી સોળમે કીધી, પઠનથી આવે ન આંચ. શ્રી હરિ. ૮

સતરમે સિદ્ધિ યોગ કહ્યો છે, કહ્યો જ્ઞાન ઊપદેશ,
અઢારમે કેવલ કહ્યું છે, પાપ ન કરે લવલેશ. શ્રી હરિ. ૯

અર્જુનને મોહ છોડાવ્યો અત્રે, ગાંડીવ લીધું તે વાર,
પાપી કેરા પ્રાણજ છુટયા, ભુમિ ઊતાર્યો ભાર. શ્રી હરિ. ૧૦

જીત્યા યુદ્ધે જગપતિ પોતે, અર્જુન યશ વિસ્તાર,
દેવતાએ પુષ્પ વૃષ્ટિજ કીધી, યોગણી પામી હાર. શ્રી હરિ. ૧૧

ગીતા તણો અહીં સાર કહ્યો છે વાંચજો નરને નાર,
ભક્ત પ્રભુનો વર્ણન કરે છે, હરિ, મુક્તિના દાતાર. શ્રી હરિ. ૧૨

ભગવદ ગીતા સાંભળે જે જન, તે ઘેર જય જયકાર,
મુક્તિ આપે શ્રી પુરૂષોત્તમ, ઉતારશે ભવપાર. શ્રી હરિ.. ૧૩

---

## ગરબી. રાગ નાટકનો.

સુંદર શ્યામ, પ્રભુ સર્વત્ર ઠામ, શેવે ઋષિ મુનિ દેવો તમામ,
વૈકુંઠ ધામ સુખકારી છે ઠામ, મુક્તિ દેનાર હરિનું નામ.
રટન કરો સહુ ભાવે રે પ્રભુ અંતર્યામી. હોહોરે.
મોહ માયા તજી સર્વ રે, શેવો ને બહુ નામી. હોહોરે. ૧
ગીતા તણો છે સુંદર સાર, પઠન કરો સહુ પ્રાણી અપાર;
ભવથી ઉતારે પાર મુરાર, સર્વ સૃષ્ટિના એ પાલનહાર.
વિશ્વપતિ વિશ્વ પાલનરે, કર્તા શ્રી ગિરિધારી. હોહોરે;
ભવ ભંજન છે નિરંજન રે, પ્રભુ મુકુંદ મુરારી. હોહોરે. ૩

## ગરબી. ( રાગ ધન્યાશ્રીનો. )

ગીતાનો સુંદર સાર, પઠન કરો ગીતાનો સુંદર સાર, (૨)
ઉતરશો ભવ પાર, પઠન કરો ગીતાનો સુંદર સાર.
અર્જુન પ્રત્યે બોધ કર્યો હરિ (૨) યુદ્ધ વિશેજ જનાર. પઠન. ૧
એક ચિત્તથી પઠન જે કરશે (૨) સંવાદ આપણો નિર્ધાર. પઠન. ૨
એમ વદે છે અર્જુનને પ્રભુ (૨) શ્રી હરિ જગદાધાર. પઠન. ૩
જ્ઞાન, યજ્ઞે હું ઈષ્ટિશું સહુને (૨) મમ મતિ આપુ એકવાર. પઠન. ૪
ધર્મહિન, ભક્તિહિન હોય તેને (૨) ન કરવું જ્ઞાન કોઇવાર. પઠન. ૫
મમ ભકતોને કહે આદરથી (૨) મુજને તે જન પામનાર. પઠન. ૬
ઇર્ષા રહિત હોય શ્રદ્ધાવાન જે (૨) શ્રવણ તે જન કરનાર. પઠન. ૭
પાપ રહિત થઇ મોક્ષ તે પામે (૨) સંશય નહીરે લગાર. પઠન. ૮
ન્યારો રહી હું કાર્ય કરૂછું (૨) જાણજે પાર્થ તું યાર. પઠન. ૯
ઉત્કૃષ્ટ યોગ જ્ઞાન પાર્થ સુણીને (૨) મોહ ગયો તેનો તે વાર. પઠન.૧૦

અર્જુન કહે હરિસ્વરૂપ સંભાળી તમ(૨) થાય હર્ષ મુજને અપાર.પઠન.૧૧
જ્યાં પાર્થને યોગેશ્વર કૃષ્ણ (૨) વિજય ત્યાં નિશ્ચે થનાર. પઠન.૧૨
પ્રભુ કહે ગીતાના પઠનથી (૨) મુક્તિ તેને મળનાર. પઠન.૧૩
ત્રિકાળ મનન કરે ગીતાનું (૨) નવ પામે યમનો માર. પઠન.૧૪
સફલ થાય જન્મારો તેનો (૨) વાંચે ગીતાનો સાર. પઠન.૧૫
એવી રીતનો મત છે મારો (૨) સુણો ધરીને પ્યાર. પઠન.૧૬
સુંદર ગીતાનો સાર કર્યો ભાવે (૨) શ્રવણ કરો નરનાર. પઠન.૧૭
સંવત ઓગણીસ અડસેઠ સાલે (૨) કર્યો ગીતાનો સાર. પઠન.૧૮
ગાય શીખે જે ભાવ કરીને (૨) તરસે ભવ સંસાર. પઠન.૧૯
અશાડ પુરશોત્તમ માસ ઉત્તમ (૨) ગીતાનો કર્યો વિસ્તાર. પઠન.૧૯
કરજોડીને સોમેશ્વર કહે છે (૨) હરિ ભજો ને વારંવાર. પઠન.૨૦

પદ.—રસીયા ગીરધારીનો રાગ.

મુંકુદ મુરારી પ્રભુ પ્રતિપાળ હો, મન ધારો,
દુનિયાના વાસી જ્ઞાન ઉર લાવીએરે. ટેક.

કામ ક્રોધ, મોહ તજીને, ભક્તિ આચરીએરે,
માયાજાળ અલગી મુકી ભજો કીરતાર. હો મનધારો દુનીયાના. ૧

સર્વત્ર વ્યાપક હરિ ઘટઘટ વાસછેરે,
સકલ કળાછે પ્રભુ ન્યારી, હો મનધારો દુનિયાના વાસી. ૨

કાચી ગંદી કાયાનો ગર્વ ન કીજીએરે,
હૃદય હરિનું નામ રાખો. હો મનધારો દુનિયા. ૩

અર્જુને મોહને છોડયો જ્ઞાન ઉપદેશથીરે,
કૌરવ સંહાર્યા યુદ્ધ કરીને. હો મનધારો. ૪

જ્ઞાનેથી તર્યા તુલસીદાસ અમરીષરાય,
ભક્તિથી ઉતર્યાછે ભવપાર. હો મનધારો. ૫

જ્ઞાને પામ્યાંછે મીરાંબાઇ પ્રભુપદનેરે,
તરીગઇ જ્ઞાનેથી ગુણકાય. હો મનધારો. ૬

જ્ઞાનેથી ધ્રુજી પરમ પદને પામાયોરે,
તેને મલ્યાછે કુંજ વિહારી, હો મનધારો. ૭

ઋષિ મુનિ જ્ઞાને કરી મુક્તિ પદ પામીયારે,
પાર ન આવે ગણુતરી કરતાં હો મનધારો. ૮

મન, વાણી, કાયાથી સર્વે ભજીએ જગદીશનેરે,
તુચ્છ આ સંસાર જાણો ઉરમાં. હો મનધારો. ૯

ભગવદ ભજન કરો સર્વેજન ભાવથીરે,
અંતરમાં અંતર્યામી રાખો. હો મનધારો. ૧૦

હરિજન સર્વેને છે વિનતી આ દાસનીરે,
મુક્તિપદ મલવા શેવો હરદમ પરમેશ, હો મનધારો. ૧૧

શેવક શોમેશ્વર પ્રભુને વંદન કરિને કહે છે,
કૃપા કરી ભવસિંધુ થકી તારો. હો મનધારો. ૧૨

## સ્તુતિ—ગરબી.

નંદજી તમેરે ગોકુળ સંચર્યા—એ રાગ.

શેવો પરબ્રહ્મ પરમેશને, જે છે સૃષ્ટિના સૃજનારજો. શેવો.
સર્વ જગદ્વ્યાપી પ્રભુ શ્રીહરિ, પ્રાણપતિ પ્રભુ મુક્તિ દાતાજો. શેવો.
સર્વ સિદ્ધિદાયક ત્રિભુવન પતિ, મહા માંગલ્યકારક જગદીશજો. શેવો.

સૃષ્ટિ યુત્પતિ સ્થિતિ કર્તા પ્રભુ, જગત્સ્વામી કરૂણાકર ઇશજો. શેવો.
તે પ્રભુને નમું શાષ્ટાંગે સદા, સદ્‌ગતિ કરશો દીનાનાથજો. શેવો.
નમું હું જગદ્‌વ્યાપી સર્વેશને, નમુ હું સર્વાત્મા ભગવાનજો. શેવો.
નમું વિશ્વંભર વિશ્વપાલક વિભુ, નમુ સચ્ચિદાનંદ શ્રીનાથજો. શેવો.
સર્વે તત્વ પ્રકાશકને નમું, નમું નમું આદ્ય પુરૂષ કીરતારજો. શેવો.
તમારે શરણે રાખી રક્ષણ કરો, મમ આસ્તુતિ કરો સ્વિકારજો. શેવો.

ચાલો સાહેલી ભુવનેશ્વરીનાં સહુ મળીને દર્શન કરીયે—એ રાગ.

હરિજન સર્વે પ્રેમ કરીને ભગવદ્‌ગીતા ઊરમાં ધરિયે,
હૃદય વિષે સદા હરિના નામનો ભાવ થકી જપને કરિયે. હરિ.
કૃષ્ણ તણા મુખની વાણી છે પઠન કરી હૃદય સ્મરિયે,
ખટવિકાર મદમોહ અહંપદ શ્રદ્ધાથી તે દુર ધરિયે. હરિ. ૧
સરસો સંસારમાં રહીને ધ્યાનાર્ચનને આચરીયે,
મીથ્યા મારૂ તારૂ જાણી ભક્તિ હૃદય માંહી ભરીયે. હરિ. ૨
સુખકર, દુઃખહર, નટવર, ગિરિધર, શ્રીહરિને શરણે વરિયે,
વિશ્વેશ્વર વ્યાપક પ્રભુનું પુજન અર્ચન નિત્ય કરિએ. હરિ. ૩
એક અખંડાનંદ પ્રભુની સ્તુતિ થકી શંકટ હરિયે,
ભક્ત વત્સલ ભગવાન સ્તવનથી વૈકુંઠ પદમાંહી ઠરીયે. હરિ. ૪
જગતારક જગદીશ્વરની ભક્તિ મુખથી નવ વિસરીયે,
જગદુદ્ધારક જનસુખકારક શ્રીહરિથી દુનિયા તરિયે. હરિ. ૫

॥ यत्र योगेश्वरः कृष्णो यत्रपार्थो धनुर्धरः ॥
॥ तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥

### ગિતિ—ભાવાર્થ.

જ્યાં શ્રીયોગેશ્વર કૃષ્ણ, વળી ધનુર્ધર પાર્થ હોય જ્યાંહી;
નિતિ, ન્યાયમાર્ગ ત્યાં, વિજય, સંપદા, લક્ષ્મી, રહે ત્યાંહી,
અર્જુન કૃષ્ણ સંવાદ, ભગવાન કૃપાથી પુર્ણ કર્યો આજે,
હરિજન સર્વે જ્ઞાની, નિરંતર હરિભજો મુક્તિ કાજે.

---

## દેવમય આ શરીર છે તે વીશે દૃષ્ટાંત.

---

**ગરબી.** પડવાના પ્રતાપ ગુણ ગાઉ તારારે—એ રાગ.

દેવમય છે સર્વત્ર આ તનરે, તે વિગત કહું છું સત્ય રાખી મમ મનરે.
આ પાય વિશે રહે છે વિષ્ણુ ભગવાનરે, વાયુનું જંઘા વિષે રહે છે સ્થાનરે.
ગોઠણ વિષે રહે છે અશ્વનીકુમારરે, સાથળ વિષે વરૂણજી છે રેહેનારરે,
મિત્રા વરૂણનું પાયુ વિષે છે સ્થાનરે, ઉપસ્થ વિષે રહે પ્રજાપતી ગુણવાનરે.
યજ્ઞ સહિત કુબેરજી રહે કટિસ્થાનેરે, રહે છે આ તનમાં સર્વ થઇ સાવધાનરે,
સાગર, સુર્યાદિ ઉત્તમ પાંચ જે દેવરે, ઉદર વિષે રહે છે પોતે તતખેવરે.
સાવિત્રી કેર હૃદય વિષે છે સ્થાનરે, ઉરસ્થળ વિષે રહે શસી સદા સુખવાનરે,
દોભુજ વિશે છે ઇંદ્ર પોતે રહેનારરે, ત્વચા વિષે વિજળી કેરો ચમકારરે.
ઔષધિ, વનસ્પતિ રહેછે નખને કેશરે, રહે રોમછીદ્રમાં ધર્મરાય અતિ બેશરે,
મસ્તક વિશે છે આદિત્યજ રહેનારરે, સંધિ વિષે સપ્તર્ષિ રહે નિર્ધારરે.

બેઊ નેત્ર વિષે દીનકરનો છેજ પ્રકાશરે, દિશાઓ સર્વ કાન વિષે રહે ખાશરે.
ભૃકુટિ વિશે ગિરિ ઊત્તમ રહેનારરે, લલાટ વિષે છે વસુસ્થાન કરનારરે.
આ સર્વાંગે સ્વયંભુ શિવજી રહેછેરે, આ સર્વ બીના તે શિવપુરાણે કહેછેરે.
મુખ હોઠના પ્રાંત ઊપાંત કે રાજ ભાગરે, યમને વિરંચીને રહેવાનો લાગરે.
રજની તે નિશ્ચય પિઠ વિશે રહેનારરે, પડખા વિષે દેવો સર્વ વસનારરે.
વળી કંઠ વિશેછે વૃષભધ્વજગતી રૂપરે, અહંકાર વિષે રહે સદાય રૂદ્ર અનુપરે.
બુદ્ધિ વિશે વિરંચી પોતે રહ્યા છેરે, આ તન વિશે એમ દેવો સર્વ કહ્યા છેરે.
યોગી લોકો જે આ રીતે જો જાણેરે, તે પરમગતીને પામે છે નિર્માણરે
દોકર જોડી શોમેશ્વર કહે દાશરે, મુજ હ્રદય વિશે છે હરિહર કેરો વાસરે.

## ઠુમરી.-હરિસ્તુતિ.

રથપેં રઘુનંદન આવત હે—એ રાગ.

ભજો નિરંતર ભાવ કરિ હરિ, ભજો નિરંતર ભાવ કરિરે.
ભવપતિ ભવસાગર તારે પ્રભુ (૨) ભજો નિરંતર ભાવ કરિરે—ટેક.
જય જગદીશ્વર જય પરમેશ્વર (૨) જય વિશ્વેશ પરેશ હરિરે. ભજો.
અનંત કોટી બ્રહ્માંડ પતિ પ્રભુ (૨) સર્વ વ્યાપી રહ્યા નિશ્ચે ઠરીરે. ભજો.
અવિચલ પદ પરમાત્મા આપો (૨) વિશ્વંભર પ્રભુ કૃપા કરિરે ભજો.
પ્રભુ પરમેશ્વર તુજ કૃપાથી (૨) ભવસાગર જાઇએજ તરિરે. ભજો.
અભિવંદન દિન વત્સલ તમને (૨) કરૂ પ્રદક્ષણા ફરી ફરીરે. ભજો.
કૃતિ અમારી પ્રભુ નવ જોશો (૨) તુજ ભક્તિ નહી થાય જરીરે. ભજો.
દીન સેવકનાં સંકટ કાપો (૨) સ્તુતિ કરૂ ચરણે શીશ ધારિરે. ભજો.
ભય સંકટ સંતાપ નિવારો (૨) દિનાનાથ કરૂણા અતિ કરિરે. ભજો.
હરિ, હર, રટત કટત સહુ સંકટ (૨) સ્તુતિ કરો ઉરે પ્રેમ ભરિરે. ભજો.
કર જોડી સોમેશ્વર કહેછે (૨) મુક્તિ આપો મસ્તક કર ધરિરે. ભજો.

## वसंततिलका.

॥ नारायणो नाम नरोनराणां ॥
॥ प्रसिद्धचोरः कथितः पृथिव्याम् ॥
॥ अनेक जन्मार्जितपाप संचयः ॥
॥ हरत्य शेषं स्मरतां सदैव ॥

### ગઝલ.

ઇશ્વર સ્તવન–સુનો તુમ યાર પરદેશી—એ રાગ.

શ્રી વિશ્વેશ્વર વિશ્વ માંહી, વ્યાપી રહ્યા સર્વત્ર આંહી,
શ્રી જગદીશ્વર જગત કર્તા, સુરવર કીન્નર સહુ સ્મર્તા;

મ હીમા તુજ છે અપરંપાર, દેવ વેદ પામ્યા નહી પાર,
હા થ ગ્રહી સંકટને કાપો, સદા પ્રભુ મુક્તિપદ આપો;
રા ખો લજ્યા પ્રભુ મા'રી, મહા કષ્ટથી લેશો ઊગારી,
જ ગત માંહી સર્વત્ર ભાસો, સર્વે પ્રભુ આપનો વાસો;

કુ સુમ* આપને ચડે નાથ, સદા રહે શ્રી લક્ષ્મીજી સાથ,
મા ત તાત તમને નમું હું સદા, ત્રિવિધિનિ પામું નહી આપદા;
ર ટણુ કરે દેવતા તાહારૂ, મોક્ષ પદ મેળવવા સારૂ,

સા ચો ભરૂસો તારો જાણું, હૃદય વિષે નામ સદા આણું;
હે જગતારક, ભયવિદારક, તમે શ્રી પતિ સૃષ્ટિ ધારક,
બ નાવાને લીલા બહુ કીધી, ગોપગોપીઓને મુક્તિ દીધી;

---

* ફુલ.

**શ્રી** પરમાત્મા ગતિ તારી, સર્વે થકી છે સદા ન્યારી,
**ર** ક્ષણુ કરો ભક્તતણું આપ, સંકટ સમે હરો સહુના તાપ;
**ન** મી નમી આરાધન કરિએ, પ્રભુ તુજ નામ હૃદય ધરિએ.
**જી** તેંદ્રિય આપ પ્રભુ કહીએ, નિરંતર હૃદય વિશે સ્મરીએ,
**ત** ત્પદ+ બ્રહ્મ પ્રભુ ધાતા, વિભૂ સવિતા, મુક્તિ દાતા;
**સિં** ધુ મથી સુધાસુરને પાયું, મોહીની રૂપ ધરીને કાર્ય સાર્યું,
**હ** ર્તા દુઃખ ને સુખ કર્તા, પ્રભુ આ સૃષ્ટિ તણા ભર્તા;
**જી** તી સંસાર તણી બાજી, ભક્તિ કરી પ્રભુને કરો રાજી.

---

## શિવ-શકિત સર્વે પ્રાણીમાં છે તે વિષે દૃષ્ટાંત.

---

ગરબી—રાગ પુનમચાંદનીનો.

ઉપન્યું શ્રીહરિને શિવવર્ણન કહે પ્યારથીરે
શ્રવણુ કરે છે પ્રિતે કૃષ્ણુ પ્રભુ પરમેશ;
આ દુનીયામાં સર્વ પ્રાણી શિવરૂપ જાણજોરે.
શિવ શકિતનો મહિમા છે બહુ આ ભૂમી વિશેરે,
શ્રવણુ કરેથી સર્વે પ્રાયશ્ચિત પ્રલય થાય   આ દુનીયામાં. ૧

**સાખી**-પાર્વતી શક્તિ રૂપ છે, શક્તિમાન શિવરાય,
સર્વ જગત વસુધા વિષે, બન્ને વસ્તુથી થાય;
શંકરની વિભુતિના એક અંશથી સર્વકારે,
આખું જગતજ ઉત્પન્ન શિવ શક્તિથી થાય. આ દુનીયામાં. ૨

---

+ પરમેશ્વર.

સાખી–એક વસ્તુ ચેતન અને જડ બીજી કેહેવાય,
એકત્ર બેઉ વસ્તુ થકી, જગતમાં ઉત્પન્ન થાય;
આ વસ્તુને અશુદ્ધ માનેલી તે જાણવુંરે,
નિર્લેપ જે વસ્તુ છે, મનાયલી તે શુદ્ધ. આ દુનીયામાં. ૩

સાખી–વસ્તુતાએ પરને અપર શિવ શક્તિનું સ્વરૂપ,
જેથી શિવને આધીન છે સર્વ જગત અનુપ;
જેમ ચંદ્રથી ચંદ્રિકા અલગ થાય નહી કોઇ શમેરે,
તેમ આ શક્તિ શિવથી અલગ કદી નવ થાય. આ દુનીયામાં. ૪

સાખી–આ તમામ સંસારનુંજ સુખ, શિવ શક્તિથી થાય,
શિવ શક્તિ પ્રતાપથી, દુનીયામાં રેહેવાય;
શિવની ઇચ્છાથી આ જગમાં સહુ નીપજે અહીરે;
શક્તિ શહસ્ત્ર રૂપને ધારણનાં કરનાર આ દુનીયામાં. ૫

સાખી–વિષ્ણું વિરંચી રૂદ્રથી, વિશ્વ વ્યાપેલુ તમામ,
માયાથી મહતત્વ છે, જેથી નીપજે બ્રહ્માંડ આ ઠામ;
જેમ વિષ્ણુંની શક્તિ વૈષ્ણવી કેહેવાય છે રે,
બ્રહ્માની શક્તિ જે બ્રહ્માણી કેહેવાય. આ દુનીયામાં. ૮

સાખી–રૂદ્ર શક્તિ રૂદ્રાણી છે, ઇંદ્રાણી ઇંદ્રની હોય,
શક્તિ વ્યાપેલ સર્વેમાં, જાણો સર્વે કોય;
માત તાત વિના જેમ સંતતિ થાય ન કોઇ સમેરે,
તેમ શિવશક્તિ વીના આ જગત ન ઉત્પન્ન થાય.આ દુનીયામાં. ૭

સાખી–તમામ પ્રાણીના પ્રાણરૂપ, પશુ પતિ શિવ સાક્ષાત,
આ દેહને ધારણ કરે, પાર્વતી અંબે માત;

શિવનું રૂપ વ્યોમ છે, મેદની પાર્વતી રૂપ છે રે,
શિવમય સર્વત્ર આ સંસારે દેખાય. આ દુનીયામાં. ૮

**સાખી**—પદાર્થ સર્વેને વિષે, શક્તિ વ્યાપક હોય,
પ્રકાશ શક્તિ આપતાં સર્વના દીલ માંહ્ય;
દીપ જેમ ભવન વિશે પ્રકાશ કરે સહુ ઠામમાંરે,
તેમજ શિવ શક્તિનો પ્રકાશ સર્વે જણાય. આ દુનીયામાં ૯

**સાખી**—પશુમય સર્વે પ્રાણી છે પતિ શંકર કહેવાય,
પશુપતિ નામ તેથી પડયું, મીથ્યા કદી ન થાય;
ગંગાધર ગંગા શીર ધારણ કરવાથી થયારે,
ત્રીપુરાસુર માર્યાથી પડયું ત્રીપુરાસુર નામ; આ દુનીયામાં ૧૦

**સાખી**—વિષપાન પ્રિતે કર્યું, વિષધર પડયું છે નામ,
અદ્ભુત કાર્ય બહુ કર્યું, આ ભુમીમાં તમામ;
જય જય જય શિવશંકર અદભુત કૃતી છે આપનીરે,
દો કર જોડીને હું કરૂં છું નિત્ય પ્રણામ. આ દુનીયામાં. ૧૧

**સાખી**—શક્તિના આધારથી કાર્ય સકળ સિદ્ધ થાય,
જો શક્તિ તનમાં ઘટે, સર્વે નિષ્ફળ જાય;
કૃષ્ણ વિરંચી પર્યંત તમામમાં શક્તિ રહીરે,
શિવ શક્તિ સર્વેને ઉત્પન્નનાં કરનાર આ દુનીયામાં. ૧૨

**સાખી**—કલ્યાણ કરનારા સર્વને ભોળા શ્રીત્રિપુરાર,
નિસદિન સેવો શિવને, ઉતરશો ભવપાર;
શિવ સાક્ષાત મુર્તિ કલ્યાણ કરે સર્વે તણરે,
માટે શિવનું સ્મર્ણજ કરવું વારંવાર આ દુનીયામાં. ૧૩

**સાખી**—હે ! કૃષ્ણ આ શિવનું, મહાત્મ્ય કહ્યું આ ઠામ,
ભાવ કરી જે સાંભળે, મળશે મુક્તિ ધામ;
માહાત્મ્ય અતિ ગંભીર છે શિવનું જાણો શ્રી હરિરે,
જેનું વર્ણન મુખથી કહેતાં નાવે પાર. આ દુનીયામાં. ૧૪

**સાખી**—ગાય શીખેને સાંભળે શિવનો જે મહીમાય,
વૃદ્ધિ થાય વિદ્યા તણી, પાતક સર્વે જાય;
શિવના ભકતો એ નીરંતર શિવને સેવવારે,
ભાવે ભક્તિ કરવી શંકર કેરે દ્વાર આ દુનીયામાં. ૧૫

**સાખી**—કહ્યું છે શિવપુરાણમાં શિવનું મહાત્મ્ય તમામ.
ચિત્ત રાખીને વાંચજો મળશે મુક્તિધામ;
નમો નમી નમન કરીને રટન કરો શિવ તાતનુંરે,
ભક્તાધીન ભોળા શિવ ઉતારે ભવપાર. આ દુનીયામાં. ૧૬

**સાખી**—સર્વાંગે શિવજી રહ્યા, વ્યાપક સર્વ ઠામ,
તેત્રીશ કોટી દેવતા રટન કરે શિવનામ;
શિવ શિવ, શિવ, શિવ, મુખથી જપવાથી સંકટ જશેરે,
સોમેશ્વર કહે, સંકર ચરણે નમાવી શીશ. આ દુનીયામાં. ૧૭

---

## હિત શિખામણ—લાવણી.

નરસિંહ મેતો ભક્ત હરિનો જુનાગડનો રેહેવાસી—એ રાગ.

સાંભળ પ્રાણી હિત શિખામણ સત્ય કહુ વાતજ મારી,
મનુષ્યા દેહ દુલભ હરિ ભજને ! કદી ન મુકશો વિસારી. ૧

સમો ગએ પસ્તાઇશ તું બહુ, લક્ષચોરાશી ફરતાં,
શા માટે આળસ કરે છે ? પ્રભુની ભક્તિ કરતાં. ૨

ભક્તિ વિના નીતી નિષ્ફળ છે, કદિ કરવો ન વિયોગ,
વિના નીતિ ભક્તિ કરવાથી, થાય ન શુદ્ધ પ્રયોગ. ૩

ભવસાગરથી તરવા સારૂ, કરૂણા રૂપી પ્રભુની નૌકા,
પ્રેમ થકી સન્માર્ગ બતાવે, ત્યારે તરિએ તે નિઃસંકા. ૪

શક્તિ સબળ સર્વેશ્વર પ્રભુના, વિશ્વ વિશે રહિ છે વ્યાપી,
મનુષ્ય જિવને ઘટિત નિયમથી મતિ મર્યાદાને આપી. ૫

સર્વાંતર્યામી, નિષ્કામી, વિશ્વસ્વામી, અવિચલ ધામી,
સત્ય સદા સચરાચર ગામી, વિશ્વેશ્વર પ્રભુ બહુ નામી. ૬

મંગલકારી, અતિ ઉપકારી, ભક્ત તણા ભવભય હારી,
દયા નિધિ દિન વત્સલ દેવા, સંકટથી લેશે તારી. ૭

[1]નિયંતૃત્વ, [2]કર્તૃત્વ પ્રભુમાં, સત્તા છે અતિશય ભારી,
પ્રાણદાતાએ દયા સિંધુ હરિ, કદી ન મુકશો વિસારી. ૮

દુષ્ટ કર્મો ન ધાર્ય જીવ તું, દુષ્ટ બુદ્ધિ વિદાર સહુ,
સુકૃત્ય કર્તા ભિતી ન રાખવી, તે સત્યજ આચાર કહું. ૯

ખેદકારી જે ક્રોધને તજવો, કામતણા વિકાર તજો,
ખટ રિપુથી અળગા રહીને, પ્રભુ નિરંતર હૃદય ભજો. ૧૦

સર્વ મુકી ચાલ્યા આ ભૂમિ, રાય રંક એકજ પંથે,
અમર નથી આ કાયા કોઈની, ભક્તિ થકી છુટશે બંધ. ૧૧

---

૧. નિયંતાપણું, ૨. કર્તાપણું.

પરધનને પથર સમ જાણી, વિશમવાસના દુર કરવી,
પરદારા માતુ સમજાણી, હરિની ભક્તિ દીલ ધરવી. ૧૨

આ રીતે વર્તેથી તમને, મળશે હરિ અંતરયામી,
એવું વાક્ય છે તુલસીદાસનું સત્ય જાણો પ્રભુ બહુ નામી. ૧૩

મહાઘોર સંસાર શત્રુ છે, મોહ માયા તજવી સર્વે,
સગુ સંબંધિ નહી અહી તારૂ, નવ રાખો ઉરમાં ગર્વ. ૧૪

અહંભાવ રાખો ન કોઇ દીન, મારૂ, તારૂ, તજવું પ્રિતે,
કર્મ સમર્પણ હરિને કરિને, હરિભજન કરવું નિતે. ૧૫

લક્ષચોરાશી ફેરૂં લગડું, માથે માગી તે લીધું,
તેનાથી અહી મુક્ત થવાને, સ્તવન કરો પ્રભુનું સિધું. ૧૬

યુવાની વ્યર્થજ વહીને જાશે, ગતિ થશે કેવી તારી,
સગાં સંબંધી છેજ સ્વાર્થનાં, કામ આવે નહીં તે વારી. ૧૭

વૃદ્ધાપણે રોગ તનમાં થાશે, બળ તનનું બહુ ક્ષીણ થાશે,
શરીરની સુદ્ધ રહે ન સારી, તુજ ઉમ્મર વ્યર્થજ જાશે. ૧૮

અવધ પુરી થતાં વાર ન લાગે, નામ જીભે લ્યો કૃષ્ણ તણું,
પછી સાધન કીંચીત નહી થાશે, પસ્તાશો મનમાંહી ઘણું. ૧૯

આ માટીની કાયા માટીની માયા, માટી તણા સહુ ખેલ બન્યા,
આ ભવમાં બહુ ભટકાશો સહુ જો અંતર પ્રભુને ન ભજ્યા. ૨૦

જુઠી કાયા જુઠી માયા, જુઠા છે પરીવાર સહુ,
મીથ્યા મમત્વ અહંકાર કરી, કુટાય જગતમાં સર્વ બહુ. ૨૧

તપાસી જોને તારા દીલમાં, નાશવંત આ દેહ તારો,
પલકવારમાં વણસી જાશે, ફોગટ જાશે જન્મારો. ૨૨

સવ તજીને ભજી લ્યો ઈશને, જેનાથી મુક્તિ થાય,
થશે મોક્ષ તારો નહી શંકા, અંતે મોક્ષ માર્ગ જાય. ૨૩
જેણે વિચિત્ર આ જગ્ત બનાવ્યું, રવી, શશી, નભ ને ઉવિ સહુ,
વળી જીવ માટેજ બનાવ્યું, પોષણ સર્વે બહુ બહુ. ૨૪
જન માનવનો દેહ પામીને, જો ઈચ્છે તારૂં સારૂ,
સદાય પ્રભુના ચરણે વિરામી, ભજન કરો હરિનું પ્યારૂ. ૨૫
અંત સમે તે ઊગારી લેશે, દીનદયાળ વિશ્વાધારી,
મંડયા રહો હરિ શેવા કરવા, ભક્તિ પ્રભુને બહુ પ્યારી. ૨૬
અજ્ઞાન થકી સર્વેજ આથડે, વિચાર સ્વરૂપનું વિસરે છે,
આ જન્મ મર્ણ પ્રવાહ કરે તે, આ ભવ પંથે વિચરે છે. ૨૭
જેમ રાજપુત્ર ભુલોજ પડે છે, ભીક્ષુક બાળકની સંગે,
તેની સંગે તે ભીક્ષા માગતો, ભુલી ગયો નિજકુળ રંગ. ૨૮
એમ જીવસ્થુળ દેહની સાથે, ભુલો પડે ભવસંસાર,
જો ઇશ્વરને નહી ઓળખે તો, જન્મ થાય વારંવાર. ૨૯
ક્રિયા કરે જેમ કાષ્ટની પુતળી, સુત્ર તણા આધાર થકી,
સકળ જીવ એમ હરિ સત્તાએ, વરતે છે જગમાં નક્કી. ૩૦
સર્વ જીવ ઇશ્વર અંશ જાણો, ચૈતન્ય ઘન સાક્ષાત છે તેહ,
બ્રહ્મ પુર્ણ પ્રકાશ જીવ છે, અવિનાશ પરમાત્મા જેહ. ૩૧
ભકતોનું શ્રેય કર્ત્તા જગદીશ, ભવભય હર્તા છે નાથ,
કારૂણ્ય મુર્તી એવા પ્રભુપદને, નમન કરો જોડી હાથ. ૩૨
પુરણાત્મા પરમેશ વિભુની, ભક્તિ કરો દીલમાં ભારી,
પ્રિતિ પુર્ણ કરી પ્રભુને શેવો, જય જય મુકુંદમુરારી. ૩૩

કરજોડી સોમેશ્વર કહે છે, ભજો પ્રભુને ભાવ કરી,
જન્મ મર્ણથી મુક્તજ થાશો, ભક્તિ થકી મળશેજ હરિ. ૩૪
ગાય શીખે ને જે કાંઈ સાંભળે, હિત શિખામણ છે સારી,
દેહતણું કલ્યાણજ થાશે, પ્રભુ ઊતારે ભવપારી. ૩૫

---

## वसंततिलका.

॥ नतस्य कार्यं करणंच विद्यते ॥
॥ नतत्समश्चाभ्यधिकश्च दृश्यते ॥
॥ परोस्यशक्ति र्विविधैवश्रूयते ॥
॥ स्वाभाविकी ज्ञानबल क्रियाच ॥

ભાવાર્થ— ગીતિ.

તન, ઇંદ્રીઓ, નથી ઇશને, નથી કાંઈ સામગ્રી જગ, રચવાને,
અધિક ન કોઇ એમનાથી, અનેક પ્રકારની શક્તિ છે ફરવાને.

### સુબોધ—દૃષ્ટાંત—લાવણી.

પ્રાણી સહુ શ્રવણ કરોને વાત એક મારી,
આ દુનિયા માંહી સત્ય એક મુરારી,
આ ક્ષણભંગુર છે દેહ સર્વનો જાણો,
અંતરમાં પરમાત્માને હરદમ આણો,
જેમ વૃક્ષ ઉપરથી પક્ષી ઊડીને જાય,
આ સ્થુળ તન, તેમ તજી પલાયન થાય;

જો જ્ઞાન મેળવ્યું હોય તો મોક્ષજ થાય,
નહી તો તે લક્ષયોની માંહી અથડાય;
દૃષ્ટાંત એક પ્રાચીન કહું છું આજ,
તે શ્રવણુ કરો અચુક મોક્ષને કાજ,
એક પંથ ભૂલી જંગલમાં મુસાફર ફરતો,
ગાંડો ગજ તેની સનમુખ રહી વિચરતો;
એક કુપ માંહ્ય વૃક્ષનું ડાળ કહેવાય,
ગજના ભયથી તે ડાળે વળગી રહેવાય,
તરૂવરની ડાળે વળગી રહ્યો તે જન,
તે ડાળને બેઉ ઊંદર કાપતા વન;
વદન વિકાશી પડયો અજગર વૃક્ષ નિચે,
નજરે ન દેખે બેઠયો નિર્ભય નિશ્ચે.
આ ભયાનક દેખાવ નિહાળી ત્યાંહ્ય,
ગભરાઇને મુસાફર વિચાર કરે મન માંહ્ય.
માખીએ વૃક્ષપર મધપુડોજ કરેલો,
ઊડી વળગી મુસાફરને, જે ડરેલો.
મધપુડામાંથી મધનાં ટીપાં જે સારાં,
મુસાફર મુખમાં પડયાં તે લાગ્યાં પ્યારાં.
ટીપાં મધ ચાખી પ્રસન્ન થયું નિજમન,
નથી કલેશ ભયને ગણુતો નથી તે જન.
મધનાં ટીપાં ખાવાને મગ્ન તે થાય,
માખીની વેદના તેને નહી જણાય,
સ્વર્ગવાસી કોઈ દેવ આવ્યો તે વાર,

મુસાફરનું દુઃખ જોઇને કરે વિચાર,
નિજ વિમાન તેની પાસે લાવીને કહે છે,
મુસાફર પાસે દેવ ઊભો ત્યાં રહે છે;
મુસાફરને તે દેવ કહે તે વાર,
અલ્યા ચાલ્ય વિમાને બેશી થાને તૈયાર.
ખુશી થયો મુસાફર વિમાન જોઈ,
પણ મધ ટીપાંની લાલચમાં રહ્યો મો'ઇ.
મુસાફર કહે જુજવાર થોભ હે વિર,
મધ ચાખવાદે મુને જરી તમે રણ ધીર.
ત્યારબાદ આવવા છું હું તૈયાર,
તેવે ઊંદરડે વૃક્ષ ડાળ કાપી તે વાર.
પડયો અજગરના મુખમાં તેણીવાર,
અજગરે ભક્ષ કર્યો ક્ષણ ન લાગી વાર.
દૃષ્ટાંત ઉપરનું છેજ અલંકારરૂપ,
તેની મતલબ તે કહું છું અત્રે અનુપ.
મુસાફર વાસના રૂપી મનુષ્યને જાણો,
જે પંચતત્વનું પુતળુ મનમાં આણો;
જંગલ ઇંદ્રિઓ રૂપી છેજ તે વન,
થાકે નહી વિષય ભોગ કરતાં નીજમન;
માતંગ ગાંડો નિષિદ્ધ કર્મ કરનાર,
જે કુપ કહ્યો તે જાણવો આ સંસાર;
વૃક્ષ કહ્યું તે કાળ જાણવું આંહ્ય,
ઊંદર તે રાત દિવસ ને જાણવી જયાંહ્ય;

વૃક્ષની ડાળ મનુષ્યુની આયુષ જાણો,
અજગરને મૃત્યુરૂપ તમે મન આણો;
મધ ટીપાં દુનિયા સુખ વિસય રસ છે,
જેને અણુસમજુ મનુષ્ય સર્વ વશ છે:
માખિઓ સગાં સંબંધી ભ્રાત સુત માત,
જે સ્વર્ગ દેવતા ઉપદેશક શાક્ષાત;
વિમાન સત્યનો છે ઉપદેશ કરનાર,
માટે સહુ માનવ સમજો વારંવાર.
દ્દષ્ટાંત આ રીતે સમજો નરને નાર,
કહેલ રીતિથી પુર્ણ કરો વિચાર:
મુસાફર માફક કરવું નહી લગાર,
વળી ધર્મ કૃત્યને કરવો પરોપકાર:
સંસાર વિષે લાલચનો નાવે પાર,
મરતા સુદ્ધિ મમતા ન તજે લગાર:
પરમાત્માને ભજે નહી ક્ષણવાર,
આ દુનિયામાંહી ફસાય વારંવાર;
જલ પરપોટા માફક દેહને જાણો,
નિરંતર પ્રભુનું નામ હ્રદયમાં આણો;
ક્ષણ ભંગુર આ દેહને જાણો મન,
માટે પ્રભુ ભક્તિ કરો થાશે પ્રસન્ન,

જેમ કરોળીઓ મુખ દ્વારે જાર પ્રસારે,
તે રમી રહ્યા પછી ગ્રાસ કરે તે વારે:
તેવી રીતે પ્રભુ ખેલ સર્વે અહીં કર્તા,
વળી સર્વ પ્રાણીના પ્રાણ પ્રભુજી ભર્તા:
કર જોડી પરમાત્માનો કહેદાસ,
હું રાખું નિરંતર પરમેશ્વરની આશ.

---

અરબી—આવોને શ્રી ગિરિધારી એ રાગ.

સાર છે સાર છે સાર છેરે પ્રભુ ભક્તિમાં સહુથી સાર છે.
શ્રી હરિ વિશ્વાધાર છેરે પ્રભુ ભક્તિમાં સહુથી સાર છે. ટેક.
સચરાચર વ્યાપક પ્રભુ કહીયે, ત્રીલોકના કરનાર છેરે. પ્રભુ. ૧
પતિતપાવન પ્રભુ પરમ પવિત્ર, સર્વે ચીજ રચનાર છેરે. પ્રભુ. ૨
અખંડ અંતર્યામિ છે પોતે, ઘટઘટમાં રહેનાર છેરે. પ્રભુ. ૩
કરૂણાનિધિ કૃપાળુ દયાળુ, વિશ્વતણા સૃજનાર છેરે. પ્રભુ. ૪
ભક્તવત્સલ પ્રભુ ભવભયહારિ, વિશ્વેશ્વર અવિકાર છેરે. પ્રભુ. ૫
શુદ્ધ ચૈતન્યરૂપે તે વિરાજે, વિશ્વાતપતિ કરનાર છેરે. પ્રભુ. ૬
કરૂણામય મંગળ મુર્તિ પ્રભુ, સર્વત્ર એ ફરનાર છેરે. પ્રભુ. ૭
જગદીશ્વર જગતાત દયાનિધિ, મન વાંચ્છિત કરનાર છેરે પ્રભુ. ૮
એવા પ્રભુની ભક્તિ જો કરશો, તે સંસાર થકી તારનાર છેરે પ્રભુ. ૯
સતકામો જે કરશો આ જગમાં, અંતે સુખ આપનાર છેરે પ્રભુ.૧૦
કરજોડી સોમેશ્વર કહે છે, મારે પ્રભુનો આધાર છેરે. પ્રભુ.૧૧

---

## वसंततिलकावृत.

" नतस्यकाश्चित् पातिरास्तिलोके, "
" नचेशितानवचतस्यलिंगम् "
" सकारणं करणाधिपाधिपो, "
" नचास्यकश्चिज्जनितानचाधिपः "

**ભાવાર્થ—**

### ગીતિ.

નથી ધણી કોઇ ઇશ્વરનો, નથી નિયંતા કોઈ એમનો આંહી,
શરીરાદિ નથી ચિન્હો, અધિપતિ પોતે સહુ જીવનો જ્યાંહી;
નથી અધિપતિ કોઈ ઇષનો, નથી ઉત્પન્ન કરનાર કોઇ પ્રભુને,
અજર, અમર, પરમાત્મા, ભક્તિમાન પુરૂષો ભજે શ્રી વિભુને.

### ગીતિ.

શરણે રહી પ્રભુ તારે, ધ્યાન તમારૂં હૃદય વિષે ધારૂં;
પ્રણામ ચરણે કરીને, સ્તવન ભજનને કીર્તન કરૂં તારૂં.

### પદ.—ઇશ્વર પ્રાર્થના.

પ્રાત:કાળે થંઠગારસાવારા ઝુર ઝુર એ તો એ રાહ.

નમું જગદીશ્વર પ્રભુ પરમેશ્વર, અવિચલ શુભ પદ દાતા,
તત્ત્વ મહત થકિ વ્યાપ્ત વિભુ છો, ત્રિગુણાત્મક વિશ્વવિધાતા. ૧

દયાનિધિ દિન વત્સલ દેવા, જગદીશ બહુ ઉપકારી,
વિશ્વનાથ વિશ્વંભર વિભુ છો, વિનતી કરૂં છું તમારી. ૨

બહુ ઉપકારી, મંગળકારી, ભક્તોના ભવભય હારી,
યથામતિ આ વિનતિ છે મારી, કૃપાથી લેશો સ્વિકારી. ૩

અવિચલ પ્રભુતમ ભક્તિ આપો, કરૂણા કરી દીનનાથ,
ચરણે તમારે ત્રિકાળ નમું હું, જોડીને બેઉ મમ હાથ. ૪

પ્રભુજી પ્રાર્થના લક્ષમાં ધારીને, સંકટનેરે નિવારો,
કૃપા કરી હે વિશ્વનાથ, જન્મ મર્ણથકીરે ઉગારો. ૫

સૃષ્ટિ સૂત્ર પ્રભુ ધારિ રહ્યા છો, સ્થિતિ સહુની ચિત ધારો,
વિશ્વનાથ વિભુ વિશ્વ સંચરો, આશરો એક તમારો. ૬

વંદના કરૂં હું પ્રેમ ભક્તિથી, સનમતિ આપો કૃપાળ,
પ્રાણનાથ પ્રતિપાલન કરશો, પ્રભુ છો પરમદયાળ ૭

શક્તિ સબળ સર્વે નાથ તારી, સકળ વસ્તુ સૃજી સારી,
માતતાત તમને હું નમું છું, આશ પુર્ણ કરો માહારી. ૮

પાર્થ કૃષ્ણ સંવાદ છે સારો, જ્ઞાન મેળવો યાર,
પરમાત્માની ભક્તિ કરેથી, તરશો આ ભવસંસાર. ૯

કરજોડી પ્રભુ પાય લાગીને, ગીતાનો કર્યો વિસ્તાર.
નરનારી જે ગાય સાંભળે, ઉતરશે ભવપાર ૧૦

## પદ—સ્તવન.

પ્રાણપતિ પ્રભુને ભજો ભાવ કરિરે,
દયાનિધિ દયાસિંધુ હરિ. પ્રાણપતિ—ટેક.

પરમાત્મા પ્રભુ અંતરયામી, ભવભયને ટાળે વિભુ મેહેર કરિરે;
દયાનિધિ દયાસિંધુ હરિ. પ્રાણપતિ—૧

વિશ્વેશ વિશ્વાત્મા જગદીશ્વર, પ્રિતે ભક્તિ કરીને એક ચિત્ત ધરિરે;
દયાનિધિ દયાસિંધુ હરિ. પ્રાણપતિ—૨

સર્વેશ્વર સર્વાંતરયામીનું, નિત્ય રટન કરો માયા મુકી પરીરે;
દયાનિધિ દયાસિંધુ હરિ. પ્રાણપતિ—૩

સત્ય એક વિશ્વ વિષે વિશ્વેશ્વર, સુખશાન્તિ આપે સર્વે કષ્ટ હરીરે;
દયાનિધિ દયાસિંધુ હરિ. પ્રાણપતિ—૪

સૃષ્ટિ કર્તા કારૂણ્ય મુર્તિને, કરીએ કોટિ પ્રણામ અતી પ્રેમ ભરીરે;
દયાનિધિ દયાસિંધુ હરિ. પ્રાણપતિ—૫

અભિવંદન વિશ્વપતિને ચરણે, વારંવાર કરીએ મસ્તક ધરીરે;
દયાનિધિ દયાસિંધુ હરિ. પ્રાણપતિ—૬

કર જોડી હરિ ભક્ત કહે છે, નામ લેવું પ્રભુનું, એક ઠામ ઠરીરે;
દયાનિધિ દયાસિંધુ હરિ. પ્રાણપતિ—૭

**પદ—વનમાં ભુલી પડીરે પેલો ક્યાં ગયો કાનુડો એ—રાગ.**

પ્રભુજી પરમાત્મારે, પ્રભુતા તમારી છે બહુ મોટી, ટેક.
જગરચના અતિ ગહન કરી છે, કૃતિ નથી કિંચિત ખોટી;
જડ ચૈતન્ય વિષે પ્રભુ ભાસો, અદ્‌ભુત તારી હથોટી. પ્રભુ. ૧

આ સંસારે જન્મ આપીને જુઓ અમારી કસોટી,
કૃપાધના કરૂણા કરશો તો નવ લાગે દુઃખ સોટી. પ્રભુ. ૨

તુજ પદપંકજમાંજ અમારી વૃતિ નિરંતર ન્હોંટી,
કર જોડી પ્રભુજી તુજ ચરણે, કરિયે પ્રણામો કોટી. પ્રભુ. ૩

પદ—તમે અહી રહો રામ રશીયા—એ રાગ.

પ્રભુ ભવસિંધુથી તારો, આપ્યો મનુષ્ય દેહ તમે સારોરે. પ્રભુ. ૧
અનંત કોટિ બ્રહ્માંડ રચીને, સત્તા થકી વિસ્તારોરે. પ્રભુ. ૨
દીનદયાળ કૃપા કરી મારાં, કિલ્વિષ સર્વ નિવારોરે. પ્રભુ. ૩
હે ઇશ્વર જગદીશ્વર સ્વામી, શકિત સબલ બહુ ધારોરે. પ્રભુ. ૪
તર્ક કરી ઋષિ મુનિઓ વિરામ્યા, પામ્યા તમારા ન પારોરે. પ્રભુ. ૫
અલ્પ જીવ હું સ્તુતિ શુ ગાઉં, કષ્ટથકી ઉગારોરે. પ્રભુ. ૬
સંકટ સમય સહાય થઇને, સન્નિધ આવી પધારોરે. પ્રભુ. ૭
શરણે થઇ ચરણે હું વંદું, હું છું દાસ તમારોરે. પ્રભુ. ૮

## આરતિ.

જયદેવ જયદેવ જય કરૂણા સિંધુ, જય કરૂણા સિંધુ.
કર જોડી પ્રભુ તારે (૨) ચરણે નિત્યવંદુ જયદેવ જયદેવ. ૧
સર્વાત્મા સર્વેશ, સુખ શાંતિ આપો. (૨)
કૃપા કરી કરૂણા નિધિ (૨) કષ્ટ સકળ કાપો જયદેવ. ૨
શુભ મંગળ ગુણ ગાય ભક્ત જનો તારા (૨)
અવિચલ શુભ પદ આપો (૨) વિભુવિશ્વો દ્વારા જયદેવ. ૩
સકલ વિશ્વમાં વ્યાપ્ત, પ્રભુ સત્તા ભાસે (૨)
સુંદર નિયમો નિરખી (૨) ચિત્ત નિત્ય ઉલ્લાસે જયદેવ. ૪

મંગળમય મહારાજ મંગલ પદ આપો (૨)
કૃપા કરી સેવકનાં (૨) સંકટ સહુ કાપો જયદેવ. ૫

ભવતારક ભગવંત, ભક્તિ કરૂં તારી (૨)
બ્રહ્મ ધ્યાન પરાયણ (૨) વૃત્તિ રહો મારી જયદેવ. ૬

જગદીશ્વર પરમેશ, પાય તને લાગુ (૨)
જગકર્તા જાણી પ્રભુ (૨) પાપ ક્ષમા માગુ જયદેવ. ૭

જયજગ વંદ્ય દયાળ, જય કરૂણા મુર્તિ (૨)
મંગળ મહીમા ગાવા (૨) વાણી નથી પુરતી જયદેવ. ૮

અભિવંદન ભગવંત, કરૂ નિશદિન તમને (૨)
કૃપા કરીને આપો (૨) પ્રભુ સન્મતિ અમને જયદેવ. ૯

માનિ બહુ ઉપકાર પ્રણમું પ્રભુ ચરણે (૨)
કૃપા કરી સેવકને (૨) રાખો નિજ શરણે જયદેવ.૧૦

## शार्दूल विक्रडित वृत.

जन्तूनांनरजन्मदुर्लभमतः पुस्त्वंततोविप्रता ॥
तस्माद्वैदिकधर्म मार्गपरताविद्वत्वमस्मात्परम् ॥
आत्मानात्म विवेचनंखनु भवोब्रह्मात्मनासंस्थिति ॥
मुक्तिर्नो सतजन्मकोटि सुकृतैः पुण्यैर्विनालभ्यते ॥

### ગીતિ.

ભાવાર્થ —

મનુષ્ય જન્મને મળવો, દુર્લભ છે આ સર્વે પ્રાણી માંહી;
વળી દુર્લભ મળવું છે, પુરૂષપણું આ દુનીયામાં આંહી.
વીપ્રપણું જે ઉત્તમ, મળવું દુર્લભ છે નિશ્ચે જાણો;
વેદોક્ત માર્ગમાં તત્પર, રેહેવું એ પણ દુર્લભ મન આણો.
વિવેક આત્મા અનાત્મા, પ્રાપ્ત થવો એ દુર્લભ છે આંહી;
મુક્તિ મળવી દુર્લભ છે, સેંકડો જન્મે પુણ્ય વિના નાહી.
મનુષ્ય જન્મ પામીને, ભક્તિ આદરો પ્રભુ તણી પ્રાણી;
ધર્મ કૃત્ય અતી કરવું, હરિને ભજવા અંતર ચિત આણી.

---

### સ્તુતિ—૫૯. રાગ કલ્યાણ.

ભગવાન ભવ પતિ, બળવાન છો અતિ,
વિશ્વમાં વિરાજમાન, અદભુત કૃતિ; ટેક.

સગુણ સમર્થ સત્ય પ્રભુ તમે સ્મરૂં હું વારંવાર,
નિરાકાર નિરંજન છો વિભુ શુદ્ધછો નિર્વિકાર. ભગવાન. ૧

આપો ધર્મ નીતિ વ્રતવૃત્તી, માનું બહુ ઉપકાર,
પતિત પાવન પરમદયાળુ, કરશો આપ ઉદ્ધાર. ભગવાન. ૨

સુણી પ્રાર્થના ત્વરિત મારી, મતિ દેશો પુનિત,
પરમાત્મા સદ ગતિજ કરશો, મુજપર રાખી પ્રિત ભગવાન. ૩

જયજગ ત્રાતા જગ પ્રખ્યાતા, ત્રિભુવન ત્રાતા આપ,
પ્રેમ થકી પ્રણમું પિતુ માતા, કષ્ટ સકળ મમ કાપ. ભગવાન. ૪

બ્રહ્મ પરાત્પર મુક્તિ પ્રદાતા, પ્રભુહે જગદાધાર,
વિશ્વપતિ ભવભયને હરશો, કરો વિનંતિ સ્વિકાર. ભગવાન. ૫

વૃતિ સ્વચ્છ પવિત્ર રાખી પ્રભુ સ્મર્ણજ કરો અપાર,
દીન દયાળુ દયા કરીને શંકટને હરનાર. ભગવાન. ૬

ભગવાન કૃપાએ સુંદર ગીતા તણો કર્યો છે સાર,
કરજોડી પ્રણામ કરૂં છું જય જય નંદ કુંમાર. ભગવાન. ૭

શાષ્ટાંગે પ્રભુ નમું તમોને છો વિશ્વ સૃજનાર,
જન્મ મૃત્યુથી મુક્તજ કરશો, પ્રણમું વિશ્વાધાર. ભગવાન. ૮

દીન શેવક સોમેશ્વર કહે છે ચરણે નમાવી શીશ,
ભવ સાગરથી પાર ઉતારો, પરમાત્મા જગદીસ. ભગવાન. ૯

# આ ગ્રંથકર્ત્તાની ઈશ્વર પ્રત્યે પ્રાર્થના.

**લાવણી**—રાગ નરસિંહ મે'તાની હુંડીનો.

જય જય જય પ્રભુ જગતને કર્ત્તા, આ સૃષ્ટિના છો ભર્તા;
જગતપાળ, દયાળ કૃપાળુ, ભક્ત તણાં સંકટ હર્તા. ૧

જય અનેક બ્રહ્માંડના નાયક, પુર્ણ બ્રહ્મ છો પ્રભુ ચિદ્રુપ;
દેવ વંદીત વેદ પાલક, અગમ અલૌકીક દીસે સ્વરૂપ. ૨

જય વિશ્વંભર વિપતિ વિદારણ, વિશ્વરૂપ અનંત કર્યાં;
વનમાળી વ્યાપક વિશ્વપતિ, સર્વાત્મક સુરનાં કષ્ટ હર્યાં. ૩

જય જગતગુરૂ જુગ માત, તાત અનાથનાથ અદ્વિતીય પ્રભુ;
કરૂણાનિધિ કૈવલ્ય દાયક, દેવના છો પ્રતિપાલ વિભુ. ૪

જયકમળ લોચન કર્મ મોચન, અખિલ જીવની કાય તમે;
ભક્તવત્સલ ભુવન સુંદર, નિર્ગુણ સગુણ સદાય ગમે. ૫

જય મુરમર્દન મધુસુદન પ્રભુ, અખંડરૂપ ઉદાર અતિ;
પ્રતિપાલ છો ગો, સુર, દ્વિજની, ગુણરૂપ અપાર ગતિ. ૬

જય મચ્છ, કચ્છ, વરાહ, નરહરિ, વામન વૈરાટ રૂપહરિ;
અવતાર ધરિ દુષ્ટોને માર્યા, ધર્મ સ્થાપો છો સર્વે ઠરિ. ૭

જય બ્રહ્મ સનાતન ઇશ પ્રભુ, પુરૂષોત્તમ કરૂણામય ઈશ;
જય વૈકુંઠ નાથ પરમેશ્વર શ્રીહરિ, સ્તવન કરૂં હું દિનનીશ. ૮

જય શાક્ષિ દ્રષ્ટ ચરાચર સ્વામી, ધર્મ સ્થાપન વિશ્વસ્વામી;
જય વેદાન્ત વિભુ વેદસ્વરૂપી, જય જીવના અંતરયામી. ૯

જય ચિદાનંદ પરમાનંદ ઇશ્વર, માયા પતિ જુગદિશ તમે,
જય જય મંગળરૂપ નિધાનજ, દર્શણ દયો પ્રભુ સમે-સમે. ૧૦

સર્વાંતરયામિ, ત્રિભુવન સ્વામી, અવિચળ ધામી ગિરિધારી,
વિશ્વ વિષે વિચરો વિશ્વાત્મા, છો સદાય પ્રભુ સુખકારી. ૧૧

ચતુર્ભુજ ઘનસ્યામની મુર્તી, દીશે અતિ આનંદકારી,
અપાર શક્તિ છે નિજ શ્યામની ભકતોના ભવભય હારી. ૧૨

મુકટ કુંડલ કટી પીતાંબર, કંઠે ચળકે મુકતાહાર,
હીરારત્નમણિ જડાવનાં છે, કનકભુષણ તન અપાર. ૧૩

પતિતપાવન મુનિ મન ભાવન, ચરિત્ર સોહાવન અતિ,
અતિ સુખદાયક સબ સુરનાયક રિપુખલ ઘાયક વિશ્વપતિ. ૧૪

અનાદયંત, આનંદ ધન તમો રઘુનાથ વિજ્ઞાનજરૂપ,
સર્વના આત્મા ઇશ તમે વળી પ્રભુ છો વિશ્વાધિ ભૂપ. ૧૫

સર્વ વિશ્વ તુજમાંજ રહ્યું છે, સર્વ સાક્ષી સર્વ વાસ,
વ્યાપક સર્વે છો પરબ્રહ્મ, પ્રકાશ તુજ સર્વ ખાસ. ૧૬

કમલાકાન્ત રહો છો શાન્ત, મંગળમય મુર્તિ સુખકારી,
લક્ષ્મીપતિ અદ્દભુત કૃતિ અતિ, જગ્તને તારણ દુઃખહારી. ૧૭

અનંતનામ, અનંતગુણ અનંત સ્વરૂપે અવિકારી,
અનંત શક્તિ કરો સહુ ભક્તિ, મુક્તિદાયક મુરલીધારી. ૧૮

બ્રહ્મા શિવ શનકાદિક સર્વે, ધ્યાન ધરે છે નિતનિત,
સત્ય મુક્તા એક ઇશ્વરકર્તા, શેવા કરે સહુ એક ચિત. ૧૯

ખટ શાસ્ત્રને ઉપનિશદ તે પણ્ તમારૂ કહે અખંડ સ્વરૂપ,
અદભુત લીલા સર્વે કરી છે ન્યાય વદે છે એવું અનુપ. ૨૦

ભક્ત તારવા અસુર મારવા, ભુપર હરવા ભાર તમે,
પ્રકટ થયા આપે અવિનાશી, સ્વરૂપ કીધાં સમે સમે. ૨૧

અશર્ણું શર્ણું તારણ તર્ણું, શું કરૂં વર્ણું હું તારૂ,
કમલ નયન કેશવ[3] કરૂણાબ્ધિ સંકટ સર્વે હરો મારૂ. ૨૨

તુજ ભક્તિ વિના નવ થાશે, જ્ઞાન સ્વરૂપનું વિશ્વાત્મા,
અવિચલ પ્રભુ તુજ ભક્તિ આપો, સ્તુતિ કરૂં હું સર્વાત્મા. ૨૩

ગણુતરી કરતાં પાર ન આવે, કૃત્ય કર્યા જગમાંહી અતિ,
અલ્પ મતિ વર્ણવ શું કરૂં હું, પરમાત્મા છો વિશ્વપતિ. ૨૪

હું બાલક મતિ શેવક તમારો સ્વામી પડયો હું તમ શર્ણું,
ભક્તવત્સલ બિરદ જાણી, રાખો પ્રભુજી નિજ ચર્ણું. ૨૫

અન્ય અન્ય અવતાર લઇને ઉતાર્યો ભૂમિ તણો ભાર,
એવા હે નારાયણ તમને, નમું નિત્ય વારંવાર, ૨૫

કરજોડી સોમેશ્વર કહે છે મસ્તક તમ ચરણેજ ધરિ,
ભવસાગરથી પાર ઉતારો, સદાય રાખો શરણે હરિ. ૨૭.

---

૧. જેનો અંત નહીં. ૨. વિશેષ જ્ઞાન. ૩ દયાસાગર.

## રાગ કાફી.

શ્રી પ્રભુ પદ પંકજ પ્રણમીને વિશ્વાધારીરે,
કરૂ સ્તુતિ હું વારંવાર જાઉં બલીહારીરે. ૧

જગ્ત અંકુર મુલ કંદ રૂપ વિશ્વાધારીરે,
જે કૈવલ્ય પદના ભૂપ જાઉં બલીહારીરે. ૨

જે વૈરાગ્ય વેલી તણા પુષ્પ વિશ્વાધારીરે,
વેદાંત સિંધુના મિનરૂપ જાઉં બલીહારીરે. ૩

નભ સપંતિ રસનાચંદ્ર વિશ્વાધારીરે,
દયા જલધર રૂપ દયાળ જાઉં બલીહારીરે. ૪

અજ્ઞાન તિમિરના પ્રકાશ રવી વિશ્વાધારીરે,
હરિ સંકટના હરનાર જાઉં બલીહારીરે. ૫

સત્વ સરોવર[1] કંજ કૃપાળ વિશ્વાધારીરે.
પ્રભુ સર્વ જગ્તના પાળ જાઉં બલીહારીરે. ૬

ત્રિગુણાત્મક તીરથ રાજ વિશ્વાધારીરે,
ભવસિંધુ તારક મહારાજ જાઉં બલીહારીરે. ૭

પારસ લોહનું હિમ કરે વિશ્વાધારીરે,
પણ આપ રૂપે નવ થાય જાઉં બલીહારીરે. ૮

સુરભી ચિંતામણી કલ્પતરૂ વિશ્વાધારીરે.
ઇચ્છિીત ફળ આપે તેહ જાઉં બલીહારીરે. ૯

---

૧. કમળ.

એવા પરમાત્માને પ્રણામ કરૂં વિશ્વાધારીરે,
ગાવા સુખનિધિ કૃષ્ણ ચરિત્ર જોઉ બલીહારીરે. ૧૦

જેમ બાળક બોલે બોબડુ વિશ્વાધારીરે,
સુણી માતતાત હરખાય જોઉ બલીહારીરે. ૧૧

એમ પ્રાકૃત વાણી શ્રવણ કરી, વિશ્વાધારીરે,
વાંચ્છલ્ય ભાવ ધરજો સદાય, જોઉ બલીહારીરે. ૧૨

બાળક બુધિએ વર્ણવ્યું વિશ્વાધારીરે,
પાર્થ કૃષ્ણ સંવાદનો સાર, જોઉ બલીહારીરે. ૧૩

કરજો કરૂણા અનુગ્રહ પ્રભુ, વિશ્વાધારીરે,
હું સ્તુતિ કરૂ આવાર, જોઉ બલીહારીરે. ૧૪

કોટિક કામ લાવણ્ય તુજ રૂપ વિશ્વાધારીરે,
બ્રહ્માંડ ભુપ કિરતી અનુપ જોઉ બલીહારીરે. ૧૫

તુજ ભક્તિ વિના મુક્તિ નહી, વિશ્વાધારીરે,
સર્વ ભટકે છે આ સંસાર જોઉ બલીહારીરે. ૧૬

પીંગળ કાવ્ય જાણું નહી, વિશ્વાધારીરે,
સર્વ કાર્ય કરો ભગવાન, જોઉ બલીહારીરે. ૧૭

હું છું નિમિત માત્ર અહીં, વિશ્વાધારીરે,
પ્રભુ પ્રતાપે થાય સહુ કામ, જોઉ બલીહારીરે. ૧૮

કર જોડી સોમેશ્વર કહે વિશ્વાધારીરે,
મુને ઉતારજો ભવપાર, જોઉ બલીહારીરે. ૧૯

## श्लोक.

॥ अच्युतानंत गोविंद नामोच्चारणभेषजात ॥
नश्यंतिसकलारोगाः सत्यंसत्यंवदाम्यहम् ॥

## ગીતિ.

ભાવથકી પ્રભુ તમને, ભજશે તેનાં ત્રિવિધિ દુઃખ ટળશે,
ઇશ્વર પ્રસાદ મળશે, સંચિત સકલ શુભ ધર્મ કૃત ફળશે.

## श्लोक.

आनदंपरमंलोकेयः शृणोतिनरः सदा ।
भगवद्गितामाहात्मयं श्रुत्वाकल्याणमाप्नुयात ॥

L.
S. સભા પ્ર. B.
D.

# ગરબી ઇશ્વર પ્રાર્થના.

નંદનો કુંવર અલબેલોરે, કાનજી છેલ છબીલોરે. એ રાગ

નમું નમું જય જય ઇશ્વરરે, પ્રણમું પ્રભુજી જગદીશ્વરરે. ૧

નમું નમું વિશ્વના સ્વામીરે, નમું નમું વિભુ અંતર્યામિરે. ૨

નમું નમું વિશ્વાતિ હારકરે, નમું સંકષ્ટ સંહારકરે. ૩

નમું નમું સદબુદ્ધિદાયકરે, નમું સરણ્ય શાન્તિદાય કરે. ૪

નમું સર્વ સિદ્ધિના દાયકરે, નમું સુર સનકા દીનનાયકરે. ૫

નમું વિશ્વેશ વિશ્વાત્મારે, નમું ચૈતન્ય રૂપાત્મારે. ૬

નમું પ્રાણપતિ સર્વ વ્યાપકરે, નમું જગદુત્પતિ હારકરે. ૭

નમું ભક્તવત્સલ દીનાનાથરે, નમું સૃષ્ટિ કર્તા વિશ્વનાથરે. ૮

નમું પ્રાણ દાતા પ્રજા પતિરે, નમું ભવેશ્વરને જગત્પતિરે. ૯

નમું સર્વ લોક પ્રકાશકરે, નમું દુષ્કર્મના નાશકરે. ૧૦

નમું નમું દેવ મહાદેવરે, સદા હે પ્રભુ કરૂં તુજ સેવરે. ૧૧

નમું શાષ્ટાંગે કર પસારિરે, નમું મસ્તક ચરણે ધરિરે. ૧૨

નમીનમી સોમેશ્વર કહેછેરે, પ્રભુ નામ અંતરમાં રહેછેરે. ૧૩

# શુદ્ધિ પત્ર.

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૯ | ૬ | ત્રિ. | ત્રઈ | ૬૫ | ૧ | દુલભ | દુર્લભ |
| ૨૧ | ૨ | સવ | સર્વ | ૬૬ | ૨ | અવિ | આધિ |
| ૨૬ | ૧૬ | પ્રાણિજજનો | પ્રાણિજનનો | ૬૮ | ૪ | જાયે | જાય |
| ૩૦ | ૪ | મધ્યે | નો | ૭૨ | ૧૮ | ગતિનું | ગતિતું |
| ૩૮ | ૭ | નૂતન નવું તો | નૂતન | ૭૫ | ૧૧ | તેહુયરે | તુંયરે |
| ૪૦ | ૯ | અપયશે | અપયશ | ૮૭ | ૮ | કમ | કર્મ |
| ૪૦ | ૧૫ | જેહુરે | જેહરે | ૮૮ | ૧ | હષ | હર્ષ |
| ૪૧ | ૭ | નીકર્મ | નીઃકર્મ | ૮૮ | ૭ | લોભ | લાભ |
| ૪૨ | ૧૭ | મેહેતા | મહેતો | ૯૧ | ૧ | વજિત | વાર્જિત |
| ૪૬ | ૧૦ | પ્રતિપાદો | પ્રતિપાદ | ૧૧૮ | ૧૯ | ધારિરે | ધરિરે |
| ૪૮ | ૧૧ | યોગ્ય | ગોગ | ૧૨૩ | ૨૦ | દુલભ | દુર્લભ |
| ૬૩ | ૧૩ | સવ | સર્વ | ૧૨૬ | ૧ | સવ | સર્વ |
| ૬૫ | ૧૮ | નસેઃ | લસઃ | ૧૨૬ | ૩ | ઊવિ | ઊર્વિ |
| | | | | ૧૨૭ | ૮ | પરોસ્ય | પરાસ્ય |

## નિચે લખેલા સદગૃહસ્થોએ આ પુસ્તકને પ્રથમ આશ્રય આપી લાભ લીધેલો છે તેઓ સાહેબનાં મુબારક નામ.

| | પ્રત. |
|---|---|
| નામદાર શ્રી. શ્રી. ૧૦૮ શ્રી મહારાજાધિરાજા મહારાણા શ્રી સર વખ્તસિંહજી, કે. સી. આઇ. ઇ. સાહેબ, લુણાવાડા. પ્રત | ૫૦ |
| શ્રી. શ્રી. માહારાજ કુમારસાહેબ શ્રી રણુજીતસિંહજી સાહેબ બહાદુર, લુણાવાડા. | ૪૧ |
| શ્રી. શ્રી. રાજકુમાર સાહેબ શ્રી રઘુસિંહજી સાહેબ લુણાવાડા. | ૩૧ |
| શ્રી. શ્રી. મોટાં લાડીજી સાહેબ. | ૨૧ |
| શ્રી. શ્રી. વચેટ લાડીજી સાહેબ. | ૧૫ |
| શ્રી. શ્રી. નહાનાં લાડીજી સાહેબ. | ૧૧ |
| શ્રી. શ્રી. બાપુલાલ સાહેબ. | ૫ |
| શ્રી. શ્રી. મોટા ભમરલાલ સાહેબ લાલસિંહજી. | ૭ |
| શ્રી. શ્રી. જનોડ ઠાકોર સાહેબ નટવરસિંહજી સાહેબ. | ૫ |
| રા. રા. ઉદયસિંહજી કનકસિંહજી રીસાલદાર સાહેબ લુણાવાડા. | ૨ |
| શ્રી. ગણુપતી મંદીર મહારાજ પુરણાનંદ. | ૫ |
| રાવબહાદુર હરગોવીંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા કારભારી, લુણાવાડા | ૨ |
| શ્રી. ઠાકોર સાહેબ તખ્તસિંહજી હરિસિંહજી સતલાસણુ. | ૫ |
| રા. રા. દલાલ મગનલાલ નથુરામ વડોદરા. | ૪ |
| શ્રી. શ્રી. અખાડાના મહંત શ્રી. શ્રી. મથુરાંગીરજી મહારાજ. | ૨ |
| રા. રા. દોશી પુનમચંદ ગુલાબચંદ નગરશેઠ. | ૨ |

| | |
|---|---|
| રા. દોશી માહાસુખ કેવલદાસ | ૧ |
| રા. દોશી મહાસુખ સખુર. | ૧ |
| રા. દોશી મીઠાભાઇ ગણેશ. | ૧ |
| રા. દોશી મગનલાલ પ્રેમચંદ. | ૧ |
| પરીખ ઉજ્વલાલ છગનલાલ. | ૧ |
| પરીખ મોતીલાલ ગુલાબચંદ. | ૧ |
| રા, રા. દ્રાવેલીંગ ડાકટર અંબાલાલ ગોપાલ. | ૧ |
| રા. મેતા કેશવલાલ છગનલાલ. | ૧ |
| રા. શા. કાલીદાસ ઝવેરદાસ. | ૧ |
| પરીખ દામોદર નરસી. | ૧ |
| રા. રા. શેઠજી હોરમસજી જમશેદજી જીનવાળા લીકર ફન્ટ્રાકટર લુણાવાડા. | ૨ |
| રા. ઠાકોર લક્ષ્મણસિંહજી જાલમસિંહજી. | ૨ |
| મેતા સાંકલચંદ શંકરલાલ. | ૧ |
| રા. વકીલ ગોપાળ વૈકુંઠ. | ૧ |
| પરીખ ફુલચંદ દામોદર. | ૧ |
| રા. ત્રીભોવનદાસ જુઠાભાઈ સબ ઓવરશીઅર સ્ટેટ લુણાવાડા. | ૧ |
| રા. રા. મણીલાલ ઈંદરજી ઓવરસીયર સાહેબ લુણાવાડા. | ૧ |
| પરી. દામોદર માહાસુખ | ૧ |
| રા. ઠાકોર ઉમકારસિંહજી ભવાનસિંહજી. | ૧ |
| દવે જયશંકર શેવકરામ | ૧ |
| રાવળ ચંદુલાલ પીતાંબર કારકુન. | ૧ |
| રા. બલદેવ નાથજી પ્રોફેસર સેક્રેટરી, લુણાવાડા. | ૧ |

| | |
|---|---|
| વૈદ્ય અંબાલાલ હરજીવન શાસ્ત્રી. | ૧ |
| શા. ઉછવલાલ લલુ. | ૧ |
| દોશી છોટાલાલ વ્રજલાલ. | ૧ |
| દોશી કરમચંદ રણછોડ. | ૧ |
| મેતા પુરૂષોતમ હરિભાઇ ખાનગી કામદાર સાહેબ લુણાવાડા. | ૧ |
| રા. ઠાકોર મોતીસિંહજી કુબેરસિંહજી. | ૧ |
| પરી. સાંકલચંદ છગનલાલ | ૧ |
| રા. મગનલાલ મોતીરામ સબ ઓવરસીયર લુણાવાડા. | ૧ |
| રા. ત્રીકમલાલ પ્રેમચંદ સબ ઓવરશીયર લુણાવાડા. | ૧ |
| શેઠ દીનશાજી બરજોરજી લુણાવાડા. | ૧ |
| મેતા હરગોવન લલુ. | ૧ |
| રાવલ હરિલાલ રણછોડ. | ૧ |
| રા. વલભદાસ દેવજીભાઈ મુંબાઈ. | ૧ |
| ચતુરભુજ માધવજી મુંબાઈ. | ૧ |
| રા. મીસ્ત્રી વાઘજી ગોવિંદજી કન્દ્રાકટર. | ૧ |
| રા. રા. પુરૂષોતમ છગનલાલ કેશીયર રંગુન. | ૧ |
| રા. રા. મોજીલાલ પુરૂષોતમ રંગુન હેડ એકાઉન્ટન્ટ સાહેબ. | ૧ |
| મેતા નરશી લલુ. | ૧ |
| રા. રા. ગજાનંદ દલસુખ વૈદ્ય | ૧ |
| રા. રા. ફતેલાલ પુરૂષોત્તમ વૈદ્ય. | ૧ |
| રા. પરીખ ઉચ્છવલાલ ગુલાબચંદ | ૧ |
| રા. શેઠ નગીનલાલ રણછોડદાસ જંબુસર. | ૧ |
| રા. રા. રવીશંકર મગનલાલ જંબુસર. | ૧ |

સ. મીસ્ત્રી ગોરધન પ્રેમજી કંન્ટ્રાક્ટર. ૧

સ. પા. મોતીભાઇ ગિરધરભાઇ જંબુસર. ૧

સ. રા. મગનલાલ ધનેશ્વર જંબુસર. ૧

રા. બરકતલાલ હરિકૃષ્ણ કારકુન જંબુસર. ૧

સ. રા. જોશી છોટાલાલ નાથજી બી. એ. મામલતદાર
સાહેબ બોરસદ. ૨

સ. રા. વકીલ હરિલાલ છગનલાલ. ૧

સ. નરભેરામ મણીશંકર બોરસદ. ૧

સ. પ્રતાપસિંહ ચંદ્રસિંહજી ગાજણ તાબે બોરસદ ૧

સ. પંડયા મગનલાલ મુળજીભાઈ બોરસદ. ૧

સ. ઠક્કર લલુભાઇ રણછોડ ૧

સ. ઠાકોર શ્રી ભગવાનસિંહજી બાપુબાવા સાલોલ તા. બોરસદ. ૧

રા. રાયસિંહજી જેસંગભાઇ. ૧

સ. દેસાઈ કેશવલાલ જાદવરાય. ૧

રા. જેઠાલાલ ઉતમરામ. ૧

રા. ચંદુભાઇ કુંવરજી. ૧

રા. તલાટી મયારામ લલુભાઇ. ૧

પરીખ કેશવલાલ હરજીવનદાસ, મહાલકારી સાહેબ રામપુર. ૧

પંડયા જગન્નાથ નાથજી વકીલ રામપુર. ૧

રાવળ હીરાલાલ વિદ્યારામ આસિસ્ટંટ માસ્તર રામપુર. ૧

દોશી મહાસુખ કરમચંદ રામપુર. ૧

સ. ઠાકોર માનસિંહજી સુર્યમલજી. ૨

રા. રા. મગનલાલ પ્રેમાનંદ મહાલકારી સાહેબ લુણાવાડા. ૧

રા. ભુપતરાય માધવલાલ ઝાલા કારકુન. ૧

રા. રા. છગનલાલ સાંકળેશ્વર કોઠંબા માહાલકારી. ૧

રા. રા. ત્રીકમલાલ બાપુજી. ૧

રા. આદીતરામ ગણુપતરામ માહાલકારી વરધરી. ૧

રા. ભુરાલાલ રણછોડ અજમાસદાર ખાનપુર. ૧

રા. મગનલાલ ત્રીભોવનદાસ સ્ટેમ્પવેન્ડર મેસાણા. ૨

રા. રંગરાયભાઈ મણીલાલ થાણદાર કટોસણ જીલ્લા સાંથલ. ૧

રા. ધનેશ્વર ગુલાબરાય આસી. માસ્તર સાંથલ સ્કુલ. ૧

રા. માણેકલાલ પ્રાણશંકર ઓપીયમ ઇજારદાર સ્ટેપવેન્ડર, સાંથલ ૧

રા. બારોટ ગંભીરભાઇ ઉમેદભાઈ દસ્તાવેજ લખનાર મેંસાણા ૧

રા. જીવણલાલ ગોરધનદાસ સુબા કોરટના કારકુન મેસાણા. ૧

રા. ગીરધરલાલ મોહનલાલ ન્યાય કોર્ટના ફી કારકુન મેસાણા. ૧

રા. જોશી મંગલભાઈ નથુરામ કન્યાશાળાના આસીસ્ટંટ માસ્તર મેસાણા. ૧

રા. ગીરધરલાલ લાલચંદ મેસાણા. ૧

પરીખ ફુલચંદ મગનલાલ. ૧

રા. પુરૂષોતમ ગોવીંદરામ મીસ્ત્રી. ૧

રા. જેઠાલાલ ગોવિંદરામ મીસ્ત્રી. ૧

હરિલાલ પોલાભાઇ મીસ્ત્રી ગોધરા લુણાવાડા રેલ્વે ૧

મીસ્ત્રી શુખલાલ હરજીવન, લુણાવાડા. ૧

# જાહેર ખબર.

આ ગ્રંથકર્તાનાં બનાવેલાં પુસ્તકો નિચે મુજબ છે. જેને જોઇએ તેઓ સદગ્રહસ્થોને આ પુસ્તકકર્તા તરફથી રોકડી કીંમતે મળશે.